# ભૂમિકા.

## [ પહેલી આવૃત્તિ ]

આપણા દેશની સ્ત્રીઓની ઉન્નતિમા આપણી ઉન્નતિ સમાયલી છે, આપણા દેશની સ્ત્રીઓના સુખમા આપણું સુખ સમાયલું છે. એ ઉન્નત ભાવનાને અંગે હાલમા ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર દિન પ્રતિદિન વધતો જાય છે. સ્ત્રીઓને સાદું, સરસ અને ઉપયોગી વાચન આપવાનો વિચાર દરેક સ્થળે પ્રસરી રહ્યો છે. સ્ત્રીઓમા વાચનનો શોખ વધે; કેળવણીના શુભ સૂત્રોથી તેમનું જીવન અંકિત થાય; ગુજરાતમા જે નવીન ચેતનની સ્ફુરણા થઇ છે તેમા ગુર્જર-સુંદરીઓ ઉપયોગી ભાવ ભજવે, એ ગુજરાતના દરેક સપૂતની આતુર ઇચ્છા છે-હોવી જોઇએ ટૂંકમા ગુજરાતમા સ્ત્રીઉપયોગી સાહિત્યની વૃદ્ધિ અર્થે જેટલા પ્રયત્નો થાય એટલા વધારે જરૂરિયાતના છે.

સ્ત્રીવર્ગમા ગીતગરબા ને રાસની અસર હંમેશા ઘણી સચોટ થાય છે. કુદરતે તેમનામાં મીઠો કંઠ અને મધુર હલક આપેલી હોવાથી ગીતથી જે આંદોલનો ઉત્પન્ન થાય છે તેની અસર દરેક હૃદયમા થાય છે-થવી જોઇએ. ગુજરાત જ જેની જનની છે એવા ગરબા, રાસ અને ગીતો આજે પણ ગુજરાતના ( ગુજરાતમાં કાઠિયાવાડનો સમાવેશ ગણેલો છે ) ખૂણેખૂણામા રાજમહેલથી તે ઝૂંપડીમા વિદ્વાન્ તેમ જ અભણ સ્ત્રીવર્ગમા ઉત્સાહ અને ઉમંગથી ગવાય છે. ગુજરાતમા સરસ્વતીદેવીનો પ્રથમ પ્રસાદ મેળવનાર નાગર-સન્નારીઓ તેમ જ અન્ય ઉચ્ચ કોમમાં ગરબી-ગરબા ને રાસ લેવાનો પ્રચાર બહુ જ સારા પ્રમાણમાં છે. તેઓના વર્ગમા

ગવાતા ગીતો ઘણા ઉપયોગી થઇ પડે છે અને પોતાના જ્ઞાનપ્રભાવથી આ સન્નારીઓ ગુજરાતની પ્રગતિમા મુખ્ય ભાવ ભજવે એવી દરેક આશા તેમને માટે રાખી શકાય છે સૌરાષ્ટ્ર તેમ જ હાલાર દેશના ઘણાખરા ભાગમા જો કે સ્ત્રીઓ અભણ હોય છે છતા પણ ત્યાની ઇતિહાસપ્રસિદ્ધ રજપૂત જાતિ તેમ જ ખવાસ, આહિર, મેર વગેરે જાતિની સુદરીઓ જે ગીત તથા રાસ લે છે તે બેશક એક વખત અનુભવવા યોગ્ય છે તેઓના કોકિલ-કઠ સાથે સાદુ નૃત્ય અને તેમની મધુર હલક સાથે નિર્દોષતા, ઉત્સાહ અને ઉમગ જોતા એવા થોડા જ મનુષ્ય હોય છે કે જેનું હૃદય આ નિર્દોષ આનદથી દ્રવતુ ના હોય કેટલાક નાના ગામડાઓમા દરેક પૂર્ણિમાએ ચાદનીમા સ્ત્રીઓ રાસ લે છે ગામડાની શાતિ, ગ્રામ્ય પોષાક, ગ્રામ્ય ભાષા, મીઠો કઠ, ચાદનીનો સુદર વ્યોમમડપ-એમા એક સુદરી ધીમુ ધીમુ ઢોલક વગાડતી હોય ત્યારે ગરબા, ગરબા તથા ગીતની હલક ને હીચ સાભળવી-અનુભવવી એ પણ જીવનની એક અણમૂલ ઘડી છે એમ વગર શકાએ કહેવુ જોઇએ તે જ પ્રમાણમા શહેરમા શરદુત્સવ-પ્રસગે શહેરની નાજુક સુંદરીઓના ઘટડીના જેવા મૃદુ સૂરમા ગવાતા ગરબાઓથી જે આનદ મળે છે તે અવર્ણનીય છે

જમાનો બદલાયો છે સર્વ સ્થળે કેળવણી, દેશ-સેવા અને બાંધુ-પ્રેમનો ધ્વનિ ગાજી રહ્યો છે એ વખતે સ્ત્રીવર્ગમા ગવાતા ગીતોમા કઇ નવુ ચેતન સ્ફુરે એવા ગરબા, રાસ તથા ગીતમા જો દેશોન્નતિના, બાંધુ-પ્રેમના અને એકતાના શુભ વિચારો દાખલ થાય તો ભવિષ્યની પ્રજાને ઘણ ઉપયોગી થઇ પડે, એ સર્વ કબૂલ કરે છે

ગુજરાતમા "ઇંદુકુમાર" થી સ્નેહ-લગ્નની ભાવના સતેજ કરનાર રા કવિ નાનાલાલના "નાના નાના રાસ" વાચ્યા પછી મને સ્ફુરણા થઈ કે આ ક્ષેત્ર જેમ વધારે ખેડાય તેમ વધારે લાભપ્રદ

છે, તેમ જ તે વધારે જરૂરનું છે. આ નાનકડા "રાસમંદિર"નો ગુર્જર-પ્રજામાં દેખાવ એ સ્ફુરણાને અંગે થયો છે, એટલે રા. કવિનો હું સહૃદય આભારી છું. એ ઉપરાંત મને જેમ યાદ છે તેમ, મારી સ્વર્ગસ્થ ભગિની મારા બાળપણમાં માતા જ્યારે ગૃહકાર્યમાં હોય ત્યારે મને ખુશી રાખવા જે જે ગીતો ગાતી તેના સૂર, તેની હલક અને તે ગીતોના ભણકાર હજુ પણ મારા કર્ણમાં રમી રહેલા હોય તેમ ભાસ થાય છે. તે આધારે આ "રાસમંદિર" લખાયું હોય તો કંઇ પણ શંકા નથી; અને આજે મારી એ સ્વર્ગસ્થ બ્હેન સ્વર્ગમાંથી પણ પોતાના ગીતનો પ્રતિઘોષ સાંભળી ખુશી થતી હોય એમ મને દેખાય છે. મારી પાસે જે હાલરડું હંમેશ ગાવામાં આવતું હતું તેનો જ રાગ "વીરનું હાલરડું" એ રાસમાં મેં ઊતાર્યો છે.

આ "રાસમંદિર" માં બની શકે તે પ્રમાણમાં સ્ત્રીઓ સહેલાઇથી ગાઇ શકે તેવા લોકપ્રિય ઢાળ આપ્યા છે; છતા કોઇ કોઇ ઠેકાણે સાખીઓ ઊમેરી છે અને મૂળ ઢાળમાં યોગ્ય પ્રમાણમાં શબ્દોનો કેટલોક ફેરફાર કર્યો છે. વિષયોમાં જેમ બને તેમ સહેલાઇથી સમજી શકાય, વિચારશ્રેણિનું ખંડન ન થાય, એવા સાદા પ્રસંગો ગોઠવ્યા છે. "સહુ સાથે મળી", "એકતા", 'ગૃહકેળવણી", "સુંદર ગૃહ", "સાસરિયું" ઇત્યાદિ ઘણાખરા રાસમાં સ્ત્રીધર્મ, ગૃહકેળવણી, બાંધુપ્રેમ, સેવાધર્મ, સંપ, સ્વદેશપ્રીતિ, વગેરેના વિચારો ઊતાર્યા છે. "ગોવાલણ", "બાળપણની ઝાંખી યાદ", "મુગ્ધાનું પ્રથમ પત્રવાંચન", "પાણી–શેરડે" ઇત્યાદિ રાસ નિર્દોષ આનંદને અર્થે યોજેલા છે. બની શકે ત્યાં સુધી ભાષા સરળ અને સ્ત્રીઓ સમજી શકે તેવી રાખી છે. ગુર્જરી ભાષાની મૃદુતા, માધુર્ય અને લાલિત્ય તેમાં જળવાય છે કે નહિ, તેની તુલના સંગીતરસિક સન્નારીઓ તેમ જ વાચકવર્ગ પર મૂકવી વધારે યોગ્ય છે. મારી એવી સતત ઇચ્છા છે કે ગુજરાતની ગૃહકુંજેમાં

ગીત–ગરબા–રાસ ચિરંજીવ રહી ગુજરાતમા શુભ આંદોલનો પ્રસરાવે અને ગુજરાત હિંદની પ્રગતિમા પોતાનો પણ કંઇ અંશ અર્પવામા સામર્થ્ય ધરાવે.

સંગીતરસિક સન્નારીઓને આ "રાસમંદિર" જલદીથી મળી શકે તે માટે મારા આત્મબંધુ રા. રા. સત્ત્વસુખરામ ધીરસુખરામ હોરા, બી એ એમણે મારામા વખતોવખત એ વિચારને સ્ફુરાવી અને પોષી ત્વરાથી આ નાનકડું પુસ્તક બહાર પડાવ્યું છે, તેને માટે તેમનો હું હંમેશનો આભારી છુ. તેમ જ વખતોવખત યોગ્ય સૂચના તથા મારા અન્ય રોકાણોમા મને આ પુસ્તકને લગતી કેટલાક પ્રકારની ઉપયોગી મદદ કર્યા માટે મારા મિત્રો રા રા. નટવરલાલ કરસનદાસ ચાણાવાળા તથા રા. રા નૃસિંહપ્રસાદ ત્ર્યંબકલાલ વૈદ્યનો હુ આ તકે આભાર માનું છું.

અંતમા બાલિકા, ગૃહિણી તથા માતા તરીકે ગુર્જર–સુંદરીઓ પોતાના કર્તવ્યનું પરિપાલન કરે, સેવિકા બની દેશબાંધુના દુખ નિવારે તેમ જ મારા ગુર્જર બાંધુમા સેવાધર્મના, કેળવણીના અને દેશોદ્ધારના શુભ વિચારો પ્રેરે, એવી પ્રેમસ્વરૂપ પરમાત્માને નમ્ર પ્રાર્થના સાથે સાહિત્ય–મંદિરમા ગુર્જરી દેવીના ચરણમા આ પુષ્પ ધરતા હૃદયમા અવર્ણનીય આનંદ થાય છે.

વસંતપંચમી
મુંબાઇ
સંવત્ ૧૯૭૧

**ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.**

---

# આદિવચન.

## [ આવૃત્તિ બીજી ]

રાસમદિરની પહેલી આવૃત્તિ પછી આજે આ બીજી આવૃત્તિ પ્રગટ થાય એ સમય દરમ્યાન મહાગુજરાતની ગૃહલક્ષ્મીઓએ રાસ-સાહિત્યની રસમડલીઓ જમાવી છે આજે કાવ્યપ્રદેશમા રાસ-સાહિત્ય માનભર્યું સ્થાન ભોગવતુ થયુ છે, ઠેર ઠેર રાસની રમઝટ જામતી જાય છે અને રાસયુગની રસભરી ગત્રીનો ચંદ્રમા આજે ગુર્જરસુંદરીને આગણે આગણે દૂધના તેજ પૂરી રહ્યો છે. એવે વખતે રાસમંદિરની બીજી આવૃત્તિ સત્વર બહાર પડે એ માટે સગીત-રસિક બહેનો અને કેટલાક સ્નેહી મિત્રોનો ખાસ આગ્રહ વધ્યો. પરિણામે 'શારદા' પુસ્તકપ્રકાશન વિભાગની ૧૯૨૮ ની યોજનામા આ બીજી આવૃત્તિને સ્થાન મળ્યુ આ બીજી આવૃત્તિ ક્યારની યે ગુર્જરસુદરીઓના કરકમલમા આવી ગઇ હોત, પણ મારા જાહેર-જીવનના અન્ય રોકાણોને લીધે અત્યારસુધી તેમ બની શક્યુ નથી તેથી રાસપ્રિય બહેનો મને જરૂર ક્ષમા કરે.

રાસમદિરના રાસ આજે કન્યાશાળાઓમા, જાહેરસમેલનોમા, સસ્કારી કુટુબોમા અને ગુર્જરસુદરીના મીઠા હલકભર્યા કોકીલકઠમા યોગ્ય સ્થાન પામેલ છે સગીતપ્રિય ગુજરાતે એને સત્કારેલ છે, અને આજે આ બીજી આવૃત્તિ, કે જેમા કેટલાક નવા રાસ ઉમેર્યા છે, એનો પણ સુદર સત્કાર થશે એવી મારી દૃઢ શ્રદ્ધા છે

રાસમદિરની આ બીજી આવૃત્તિ સચિત્ર બની છે, અને રા રવિશકર પડિત બી એ, જેવા કલાભર્યા અને પ્રસિદ્ધ ચિત્રકારનો એ વિષયમા મને સહકાર મળ્યો છે, એ માટે એ બધુનો આભાર

ભાષા અને જોડણીની દૃષ્ટિએ આ આવૃત્તિની શુદ્ધિ જાળવવા માટે આપણા જાણીતા યુવાન ભાષાશાસ્ત્રી, મારા મિત્ર રા. ભરતરામ ભાનુસુખરામ મહેતાએ આ પુસ્તકના છાપકામ ઉપર દેખરેખ રાખી મને આભારી કર્યો છે. એ બંધુનો એ માટે હું ઋણી બન્યો છું.

ગુર્જરસુંદરી આ રાસમંદિરના રાસ ઝીલે અને ઝીલાવે એ આશાસહિત એ રાસભક્ત ગુજરાતણ બ્હેનને આવતે વર્ષે 'શારદા' પુસ્તકપ્રકાશન વિભાગ તરફથી 'રાસવલ્લભ' નામક મારા નવા પચાસ રાસનું પુસ્તક આપવાનું વચન આપું ?

'આનંદભવન'
ચોરવાડ
ભાદરવી પૂર્ણિમા સં. ૧૯૮૪ — ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

---

## રા. રાયચુરાકૃત અન્ય પુસ્તકો.

| | |
|---|---|
| સ્નેહપૂર્ણા ( સચિત્ર ) | રૂા. ૩-૦-૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ ( સચિત્ર ) આવૃત્તિ ૨ જી | ૧-૮-૦ |
| વ્યાસજીની વાર્તાઓ ( સચિત્ર ) | ૧-૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ ( સચિત્ર ) | ૧-૮-૦ |
| કાઠિયાવાડી દુહા ( સચિત્ર ) | ૧-૦-૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ ( સચિત્ર ) તૈયાર થાય છે. | ૨-૦-૦ |
| રસિયાંના રાસ ( સચિત્ર ) | ૧-૦-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ ( ભાગ ૨ જો ) | ૧-૮-૦ |
| નવગીત | ૦-૬-૦ |

મળવાનું ઠેકાણું:
પુસ્તકાલય સહાયક સંડળ લી. વડોદરા
મેસર્સ બેચર મેઘજી એન્ડસન્સ, રાજકોટ.



સ્વ. સૌ. ઉમિયાગૌરી ર. ઠક્કર.

# અર્પણ



ગૃહિણીના કલ્લોલ જેને ગૃહઆંગણે નિત્ય થતા હતા, માતાનાં વાત્સલ્ય જેના જીવનમાં સદાય ભરપૂર હતાં, સ્ત્રીજીવનના ઉદ્ધારની વાતે જેને શબ્દે શબ્દે ભરી હતી, એવાં સ્વર્ગસ્થ બહેન સૌ. ઉમિયાગૌરી રતિલાલ ઠક્કરને આ 'રાસમંદિર'ની બીજી આવૃત્તિ અર્પણ કરતાં આનંદ થાય છે.

—રાયચુરા.

# અનુક્રમણિકા.




| વિષય | પૃષ્ઠ |
|---|---|
| રાસમંદિરે ... ... ... ... ... | ૧ |
| સહુ સાથે મળી ! ... ... ... ... | ૨ |
| હો ! શાણી ... ... ... ... ... | ૪ |
| ભાભલડી ! ... ... ... ... ... | ૫ |
| ગુરુદેવ આવો ને ! ... ... ... ... | ૭ |
| ગૃહકેળવણી ... ... ... ... ... | ૯ |
| નવરંગી ફુલડાં ... ... ... ... ... | ૧૦ |
| પુરુષ-પ્રકૃતિ ... ... ... ... ... | ૧૧ |
| જીવન-બાગ ... ... ... ... ... | ૧૨ |
| વાંસલડી ... ... ... ... ... | ૧૩ |
| ગોવાલણ ! ... ... ... ... ... | ૧૪ |
| સુંદર ગૃહ ... ... ... ... ... | ૧૬ |
| પ્રેમ કે કર્તવ્ય ... ... ... ... ... | ૧૭ |
| એકતા ! ... ... ... ... ... | ૨૦ |
| સમજીને ચાલો હો ! વ્હાલાં ... ... | ૨૧ |
| વ્હાલા રસમાળા ! ... ... ... ... | ૨૩ |
| મુગ્ધાનું પ્રથમે પત્ર વાચન... ... ... ... | ૨૫ |
| સાસરીયું ... ... ... ... | ૨૭ |
| વ્હાલા આવોરે !... ... ... ... | ૨૮ |
| જગ મા'લો ... ... ... | ૨૯ |
| ફરજો કેસરીયાં ... ... ... | ૩૦ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| સેવાનો ધર્મ સ્વીકારો ... ... ... ... | ૩૧ |
| વીરનું હાલરડું ... ... ... ... ... | ૩૨ |
| ભવિષ્યની બે'નડી! ... ... ... ... | ૩૪ |
| જીવન રથ ... ... ... ... ... | ૩૬ |
| માડી ... ... ... ... ... | ૩૮ |
| પ્રભુ પ્રિયતમ ... ... ... ... ... | ૩૯ |
| અમારા અવાસમાં ... ... ... ... | ૪૦ |
| હમે! ... ... ... ... ... ... | ૪૧ |
| કોયલડી ... ... ... ... ... | ૪૨ |
| ઇશ્વર ... ... ... ... ... ... | ૪૪ |
| સદ્ગુણુ સદન ... ... ... ... ... | ૪૬ |
| મારો ભેખ ... ... ... ... ... | ૪૭ |
| બાળપણુની ઝાંખી યાદ ... ... ... | ૪૮ |
| ફૂલોનું ફૂલ! ... ... ... ... ... | ૪૯ |
| રણુવાટ શોભી રહીરે ... ... ... ... | ૫૧ |
| વિશુદ્ધ ઘાટ ... ... ... ... ... | ૫૩ |
| કૌમુદી મહોત્સવ ... ... ... ... | ૫૪ |
| મારા સ્વામી ... ... ... ... ... | ૫૬ |
| વીરનાં લગ્ન ... ... ... ... ... | ૫૮ |
| પાણી–શેરડે ... ... ... ... ... | ૬૦ |
| મુજ ગામડે! ... ... ... ... ... | ૬૨ |
| નાથપેલી વેરાગણુ... ... ... ... ... | ૬૪ |
| સેવાનાં સંત ... ... ... ... ... | ૬૫ |
| મિત્રનું સંમેલન ... ... ... ... ... | ૬૭ |
| રમીએ! ... ... ... ... ... | ૬૮ |

| વિષય | પૃષ્ટ |
|---|---|
| સદા સેવું. ... ... ... ... ... | ૬૯ |
| જગતના રાસ ! !... ... ... ... ... | ૭૧ |
| અતિથ્ય સત્કાર ... ... ... ... ... | ૭૨ |
| યાચના ! ... ... ... ... ... | ૭૫ |
| લગ્ન પ્રતિજ્ઞા ... ... ... ... ... | ૭૭ |
| ગૃહિણી ગૃહદેવી ... ... ... ... ... | ૭૯ |
| ચૂકશોમાં ... ... ... ... ... | ૮૦ |
| એકતાનાં મૂલ ... ... ... ... ... | ૮૩ |
| રામનામ ... ... ... ... ... | ૮૩ |
| સૌંદર્યદેવ ... ... ... ... ... | ૮૫ |
| પ્રિયતમને પ્રશ્ન ... ... ... ... ... | ૮૬ |
| પ્રભાજીને અરજી ... ... ... ... | ૮૮ |
| જલક્રીડા ... ... ... ... ... | ૮૯ |
| હસતી સુંદરીઓ ... ... ... ... | ૯૧ |
| હીંચકો ... ... ... ... ... | ૯૩ |
| નાથનાં દર્શન ... ... ... ... ... | ૯૫ |
| ગૃહિણીનું સ્વપ્નું ... ... ... ... | ૯૭ |
| નાપેર દેશમાં રે ... ... ... ... ... | ૯૯ |



ચિત્રકાર. ] [ રા. રવિશંકર પંડિત.

મુગ્ધાનું પ્રથમ પત્રવાંચન પૃષ્ઠ ૨૫

ગોમા આર્ટ કોટ–મુંબઇ.

## રાસમંદિરે

( ઢાળ: પ્રગટ્યા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ ! )

બે'નાં ! પધારો રાસમંદિરે રે લોલ:
રાસના વિલાસ અણમૂલ જો !
બે'નાં ! પધારો રાસમંદિરે રે લોલ.

મંદિર શણગાર્યું સ્નેહ–ફૂલડે રે લોલ:
સુંદર છે શબ્દ–સુવાસ જો !
બે'નાં ! પધારો રાસમંદિરે રે લોલ.

ઝૂલે તોરણ સૂર—તાલનાં રે લોલ:
ઝળકે માણિક્ય સમ ભાવ જો !
બે'નાં ! પધારો રાસમંદિરે રે લોલ.

નીતિ–કુંકુમભર્યું આંગણું રે લોલ:
પૂરી રંગોળી–સદ્બોધ જો !
બે'નાં ! પધારો રાસમંદિરે રે લોલ.

આશાભરી મારી બે'નડી રે લોલ:
આશાભર્યા મારા રાસ જો !
બે'નાં ! પધારો રાસમંદિરે રે લોલ.



## સહુ સાથે મળી !

( ઢાળ: રાતલડી રળિયામણી, મનમોહનજી ! )

બે'નાં ! આવો રાસ ઝીલવા, સહુ સાથે મળી !
ગાઓ ગમતે રૂડાં ગીતઃ
શાણી સાહેલી, સહુ સાથે મળી !

વિદ્યારૂપી બાગમાં, ગૃહકેળવણી વેલ;
ધર્મપાણીથી સીંચતાં, તોડે મનના મેલ.
ફરવા જાઓ એ બાગમાં, સહુ સાથે મળી !
એ સુંદર સુવાસિત લે'રઃ
રસથી લેજો રે, સહુ સાથે મળી !—બે'

નીતિમંદિરમાં સદા, ધરી પ્રભુનું ધ્યાન;
કરો બંદગી સર્વદા, મનથી થઇ નિષ્કામ.
ગાઓ ગાથા સદા સત્યની, સહુ સાથે મળી !
પ્રભુપ્રેમ તણા જે પાઠઃ
નિત્યે પઢજો રે, સહુ સાથે મળી !—બે'

સંસારી શાળા મહીં, શીખજો સ્ત્રીના ધર્મ;
ક્ષમા દયા ને પ્રેમથી, કરજો સઘળાં કર્મ.
સંપી ચાલો સખી સ્નેહથી, સહુ સાથે મળી !
ઘરની શોભા ગૃહનારઃ
શાણી સમજો રે, સહુ સાથે મળી !—બે'

એક એક દાણો લઇ, મહેનત કરી અપાર;
કીડી પણ ઉદ્યોગથી, ભરે નિજ કોઠાર.
આળસ ત્યાગી સંચરો, સહુ સાથે મળી!
બની ઉદ્યોગી નિત્યે બ'નઃ
જગમાં ચાલો રે, સહુ સાથે મળી!—બ'નાં૦
શિયળ તણી સાડી સજો, જેમાં સદ્ગુણતાર;
સદ્વચન સતકાર્ય ને સદ્વિચાર શણગાર.
પહેરો પોષાક એ પ્રેમથી, સહુ સાથે મળી!
જેથી શોભા ધરે સંસારઃ
ગીતડાં ગાઓ રે, સહુ સાથે મળી!—બ'નાં૦



# હો ! શાણી

( ઢાળ: ગંગાની ગળણી ને જમનાનાં પાણી. )

નેહનાં નયણું ને મંજુલ વાણી,
સાસરિયે જઈ ધરજે હો ! શાણી;
વા'લેરાં વા'લેરાં વચનોની લા'ણી,
સાસરિયે જઇ કરજે હો ! શાણી.

સ્નેહનું મંદિર ને શાંતિની શાળા,
ગૃહને બનાવી રે'જે હો ! બાળા;
સ્વામીની સેવાના પાઠો રસાળા,
ધ્યાન ધરીને પઢજે હો ! બાળા.

કુટુંબપ્રેમી ને સંસારે રહેમી,
સ્નેહી સુધા સમ બનજે હો ! બે'ની;
જીવનજ્યોત ને સત્યની ધૂની,
વિનય વિચારે જગાવે હો ! બે'ની.

સ્વામી સંતોષ ને સ્નેહ પ્રમાણી,
સેવિકા ધર્મને ધરજે હો ! શાણી;
સહનશક્તિ ને ધૈર્ય પિછાણી,
જગમાં વિચરજે સદા હો ! શાણી.



## ભાભલડી !

( ઢાળ: સુંદર વેણુ વાગી, વેણુ વાગી. )

તારો કોડીલો કંથ દેખાડું,
ભાભલડી આવજે ! આવજે !
એનાં નયણાંનો નેહ ચખાડું,
ભાભલડી આવજે ! આવજે !

મીઠા ને મૃદુતા ભર્યા,
મધુરા એના બોલ;
વીર મારો વિનયી સદા,
હાસ્ય કરે અણમોલ.

એની જ્ઞાની–સિતારી સુણાવું,
ભાભલડી આવજે ! આવજે !
એના જીવનનો દેશ દેખાડું,
ભાભલડી આવજે ! આવજે !

વીર મારો સાગર સમો,
સરિતા ભાભી જણાય;
નિરખી સંગમ સ્નેહનો,
દિલ મારૂં હરખાય.

ઊભાં બાલુડાં ભક્તિ, ખંત ને,
માયાળુ તેજના તારે રે!
ઊભાં ઊભાં વાટલડી જુએ,
પૂર્વદિશાને આરે!
હો! ગુરુદેવ આવો ને!

અમે યાચીએ મળીને સહુ બાળ,
ગુરુદેવ આવો ને!



# ગૃહકેળવણી

( ઢાળઃ સખી વિરહી જનની પીડ વિરહી જાણે છે. )

રૂડી કેળવણી કઇ બે'ન ? કહેશો આજે રે;
જેણે સુધરે તમ સંસાર સુખના સાજે રે.

બાળા શાળાએ શીખતી આજ લેખન વાંચન સહુ;
વળી ભૂગોળ ને ઇતિહાસ ભૂમિતિ લેખાં બહુ.

બીજગણિતના કંઇ પાઠ મોઢે કરીને રે;
કર્યો શાળાનો ક્રમ પાસ માન ધરીને રે.

એ કેળવણીનો લાભ બે'નાં લેજો રે;
પણ વીરની અરજી એક ધ્યાને ધરજો રે.

ગૃહ ગૃહિણીથી જ ગણાય બાકી મકાન ગણો;
ગૃહની શોભા ગૃહનાર નિત્યે એ જ ભણો.

એ ગૃહની કેળવણી કુટુંબે શાંતિ કરે;
એ કેળવણીનું સુખ સ્વર્ગ સમાન ખરે.

એ શિક્ષણથી સહુ નાર ગૃહદેવી જ ઠરે;
ને સુંદરીઓથી દેશ ઉદયની આશ ધરે !




( ઢાળ: ઓધવજી સંદેશો કહેજો શ્યામને. )

ભારત–માતાનાં સદ્ગુણી બાલુડાં !
નવીન વર્ષે સ્નેહભરી દિલ–છાબડી !
સુવાસ પસરે સત્કીર્તિ સત્કર્મની,
લેજો એ નવરંગી નવલાં ફૂલડાં !—ભારત.

સંપત્તિ સંતતિ સ્નેહ સદા સુખ-સૂરથી,
વાગે જગસેવાની મધુરી મોરલી !
દેશભક્તિ ને રાજ્યભક્તિના તાનમાં,
વીસરો સઘળા સ્થૂળ ભાવના ભેદ જો !—ભારત.

ગાઓ ગુર્જરી ગિરાનાં ગુણ ગીતડાં,
પધરાવી મનમંદિર મૂર્તિ પ્રેમની;
નૂતન વર્ષની નવીન આશાવેલીનાં,
લેજો એ નવરંગી નવલાં ફૂલડાં !—ભારત.





# પુરુષ-પ્રકૃતિ

( એક તાલે ગવાય છે. )

હીરા હેમથી શોભે, હેમ હીરે ઓપે,
એવી પુરુષ-પ્રકૃતિની જોડી જડી.

સ્નેહ-માર્ગ ઉપાસી, સુખદુ:ખના સાથી,
જેવી વેલીની વૃક્ષથી પ્રીતિ મળી;
એવી પુરુષ-પ્રકૃતિની જોડી જડી.

જગ-પ્રેમ સરોવર આરે, પ્રભુ માનસ હંસલાં ચારે,
એકમેક પ્રીતિના તારે, બાંધ્યા કોલ કરી કિરતારે;

નરનારી તણી, સ્નેહલા'ણી ભરી,
જગને બક્ષીસ પ્રભુથી મળી;
એવી પુરુષ-પ્રકૃતિની જોડી જડી.
હીરા હેમથી શોભે, હેમ હીરે ઓપે,
એવી પુરુષ-પ્રકૃતિની જોડી જડી.



# "જીવન–બાગ"

( ફરતાં ફરતાં ઝીલાય છે. )

બે'ન ! જો ને ! બે'કી રહ્યો જીવન–બાગ,
જ્ઞાન–કોકિલાનાદ, સત્ય મેનાનો સાદ.
પ્રેમ–પુષ્પને પરાગ— બે'ન.

પ્રસરી રહી પ્રભુતા અનેરી, શાંતિકુંજે જો જરા,
કર્તવ્યની છાયા સદા, પોષક શીતળ ને સુખકરા;
એ બાગમાં ઊડી રહ્યા, આનંદફુવારા ઘણા,
સદ્‌ગુણ–સમીરની લે'રમાં, રહેતી નહિ કાંઈ મણા.
જોઇ દિલડે આહ્લાદ, સેવાવેલડી સુહાગ,
પ્રેમ–પુષ્પને પરાગ— બે'ન.



# વાંસલડી

( ઢાળઃ હું શું જાણું વા'લે મુજમાં શું દીઠું ? )

વૃંદાવનમાં વાંસલડી વાગી,
વારી વારી સૂર દેતાં બ્રહ્મ–જ્યોત જાગી,
વૃંદાવનમાં વાંસલડી વાગી.

વાંસલડી–તાને વાછરડાં ઝૂલે,
યમુનાનીર–લહરી સ્તંભીને ડોલે;
ઘેલી બની વ્રજબાળા દોડી ઘરઘર ત્યાગી,
વૃંદાવનમાં વાંસલડી વાગી.

જંત્ર છે કે તંત્ર છે કે મોહિનીનો મંત્ર છે;
ઘેલી કીધી ગોપકન્યા વેરણી બની બંસરી;

બાળકને છોડી માતાઓ દોડી,
જીવન સાથે ઇશ્વર જોડી;
ભાન ભૂલી ગોપનારી બંસરી–લેહ લાગી,
વૃંદાવનમાં વાંસલડી વાગી.



# ગોવાલણ !

( ઢાળ: શીખ સાસુ જી દે છે રે વહુ જી ! રહો ઢંગે. )

ખેતર ચાલી ગોવાલણ રે, લઇ ભાત સુંડી ભરી;
મહી મટકી લીધી રે, સીકું નિજ હાથ ધરી.

નદીકાંઠડે ચાલે રે, ઊભા જ્યાં છોડ ઘણા;
ડગલેડગલે ગાતી રે, ગીતો નિજ નાથ તણાં.

ગામપાદરમાં વાડી રે, લીલીછમ શોભી રહી;
ઠરો વાયરો વાય રે. સીમડિયુંની શાંતિ લહી.

ઊભી વડલાને ઓથે રે, મહુલી છાજે છજી;
લીલી વેલડી લતાથી, અનેરો સાજ સજી.

બાળક રમતું'તું પાસે રે, વાછરડાં ગેલ કરે;
નિરખી હસતું બાળકને, પિતાનાં નયણાં ઠરે.

વાડ કાંટાની ખોલીને, ગોવાલણ આવે વધી;
ભાળી માતને છેટેથી, કૂધું બાળ 'માડી !' વદી.

આવી હર્ષે ઊપાડયું રે, બાળકને [illegible]
નિરખી પ્રેમેથી સ્વામીને, નયન [illegible]

ભૂકી મટકીને સીંકેથી, ઊતાર્યું ભાત બધું;
રૂડા રોટલા છોડીને, બાળકને બટકું દીધું.

બાળક ખેલે ને નાચે રે, દહીંના ઘૂંટ ભરી,
સાથે કુદરત નાચે રે, સુખોની શાન્તિ ધરી.

ખાતા સર્વ સંતોષે રે, નિહાળે વ્યોમ ભણી,
સુખી સર્વથી માને રે, જીવનનો આંક ગણી



## સુંદર ગૃહ

( ઢાળ: ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને. )

હાસ હસે છે હેતભર્યું જ્યાં સુંદરી,
લા'ણી થાયે મંજુલ વાણીની સદા !
નયનોમાં જ્યાં નેહ તણી જ્યોતિ દીપે,
સંપ તણું જ્યાં ચાલે શાંતિરાજ જો !
સુંદર ગૃહમાં સ્વર્ગીય સુખડાં સાંપડે.

હૈડામાં જ્યાં પ્રેમ તણું ઝરણું ઝરે,
પોપે મીઠડાં વચનો અંતરવેલ જો !
સાદાઇ ને શૌચ તણા પાઠો ભણી,
અંતરના અજવાળે સઘળા મેલ જો !
સુંદર ગૃહમાં સ્વર્ગીય સુખડાં સાંપડે.

સત્યસ્નેહની સિતારીના સૂર જ્યાં,
ઊપજાવે આંદોલન દિન ને રાત જો !
બ્રહ્મજ્ઞાનનાં ગીતડાંના લલકારથી,
જાગે માનવઅંતરના સહુ તાર જો !
સુંદર ગૃહમાં સ્વર્ગીય સુખડાં સાંપડે.





ચિત્રકાર.] ગોવાલણ [રા. રવિશંકર પંડિત.

પૃષ્ઠ ૧૮.

જોશી આર્ટ કોટ-મુંબઈ.

# પ્રેમ કે કર્તવ્ય.

( ઢાળ: અંબોડા શિરપર શોભે છે સારા.
[ વટસાવિત્રીના ગીતનો એક ભાગ. ] )

ક્ષત્રિય-ઝુંડો ભગવો ફરકતો,
હૃદયે હૃદયમાં શૂરાતન સ્ફુરતો;
અમને સદા યે એ ગમતો રે,
સ્વામી ! રણમાં સિધાવો.

નયનો અમીના અંજનથી ભરેલાં,
સેંથીમાં કુંકુમ-છોડ તરેલા;
કેશ કળાથી ગૂંથેલા રે,
સુંદરી ! પ્રેમે રમીશું.

સૂર્યની માફક શોભતા વીરો,
ભાથે ભરીને અગણિત તીરો;
રણવાસે શોભે હમીરો રે,
સ્વામી ! રણમાં સિધાવો.

સુંદરી-મંદિર ધ્યાન લગાવું,
સંસારે સ્નેહની જ્યોત જગાવું;
પ્રેમના પાઠ વંચાવું રે,
સુંદરી ! પ્રેમે ઊડીશું.

દેશ-પ્રીતિની જ્યોત જગાવો,
સ્વર્ગની વાટનો અણુમૂલ લા'વો;
શાને ઓ ! નાથ ગુમાવો રે,
સ્વામી રણમાં રમી લો.

સૌંદર્ય-દેવીની મૂર્તિને નિરખી,
હૃદયે ભરેલી જે સુંદર સુરખી;
જાદુઈ પ્રેમની ભૂરકી રે,
સુંદરી ! પ્રેમે રમીશું.

ક્ષત્રિય-રાજને તલવાર વા'લી,
પ્રેમ-સુધારસ કર્તવ્ય-પ્યાલી;
પીતાં બનો કેમ ખ્યાલી રે,
સ્વામી ! રણમાં સિધાવો.

રાણીવાસે રમણી તું રૂપાળી,
સજતી ઉષા સમ શોભીતી સાડી;
નયણાં ઠરે એ નિહાળી રે,
સુંદરી ! પ્રેમે ઊડીશું.

રણવાટને રાણીવાસ પ્રમાણો,
પ્રેમમાં શૌર્યના તત્ત્વને આણો;
સમશેરને વા'લી જાણો રે,
સ્વામી ! રણમાં સિધાવો.

તુજને છોડી કેમ જાઉં હું બાળા,
તારા જીવનના જે પાઠો રસાળા;
લલના એ લાલિત્યવાળા રે,
પ્રેમમાં સાથે પઢીશું.

કહો તો સ્વામી હું સાથમાં આવું,
દુશ્મનદળને મારી હઠાવું;
ક્ષત્રિય–તેજ જગાવું રે,
સ્વામી ! રણમાં સિધાવો.

ક્ષત્રિય–ધર્મને યાદ કરીને,
કર્તવ્યમંત્રનું ધ્યાન ધરીને;
વિજયમાળ વરીને રે,
સ્વામી ! રણમાં રમી લો.

* * * *

પ્રેમકર્તવ્યની તુલના કરીને,
દેશપ્રીતિનું ધ્યાન ધરીને;
ક્ષત્રિય–શૌર્ય ધરીને રે,
સ્વામી રણમાં જીત્યા !





# એકતા !

( ઢાળ : વા'લા માસ અસાઢીલો મેઘ. )

તજી સર્વે આ ભિન્ન વિચાર, સ્નેહનો સાથ ધરો,
સૌનો એક જ સરજનહાર, શાને જૂદાઇ કરો;
કોણ હિંદુ મુસલમીન જાત, પારસી ખ્રિસ્તી ગણો,
સઘળાં એક જ તાતનાં બાળ, એકતા–પાઠ ભણો.

કોઈ ઉપાસે કૃષ્ણને, કોઇ ભજે હોરમઝદ,
ક્રાઇસ્ટને કો સેવતા, કો માને મહમદ;
સર્વ ધર્મના સૂત્રમાં, સત્ય પ્રેમ ને નેક,
જૂદા જૂદા માર્ગ છે, અંતે એકનું એક.

હિંદ ઊભું આશાના કિનારા ભણી,
સંપ કેળવણી શુભ આંક ગણી;
તજી "હું" "તું"ની મારામારી ઘણી,
હવે માળા જપો સહુ ઐક્ય તણી.
તજી સર્વે આ ભિન્ન વિચાર, સ્નેહનો સાથ ધરો.



## સમજીને ચાલો હો ! વા'લાં

( ઢાળ ગાડી આવી ગુજરાત. )

વસમી છે જીવનવાટ,
સમજીને ચાલો હો ! વા'લાં.
જ્ઞાનીને સે'લી એ વાટ,
સમજીને ચાલો હો ! વા'લાં.

પ્રભુતેજનો અંશ આ, પ્રભુતેજમાં જાય,
વિકાસક્રમના માર્ગની, લઇને અનુભવની સહુ છાંય;
સમજીને ચાલો હો ! વા'લાં.

અનિજ–માર્ગ પૂરો કરી, આડચાન સહુ થાય,
જોઇ જીવનમાર્ગને, પશુ પ્રાણીયોનિમાં જાય;
સમજીને ચાલો હો ! વા'લાં.

જ્ઞાન લઇને સર્વનું, સમજી સઘળા મર્મ,
ઉત્તમ માનવ દેહને, પામી જુએ જગતના ધર્મ;
સમજીને ચાલો હો ! વા'લાં.

સીધે રસ્તે ચાલતાં, જલદી પહોંચી જવાય,
પણ રસ્તા પર મોહની, માયા જોઇ સહુ લલચાય;
સમજીને ચાલો હો ! વા'લાં.

## વા'લા રસમાળી.

( ઢાળ· સુંદર વેણુ વાગી, વેણુ વાગી. )

આ જીવન-વેલને ચોયો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

સ્નેહ-સુધા-સલિલથી સીંચો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

બ્રહ્મ-ઉદ્યાને ઊપજી,
સુંદર જીવન-વેલ;
વિશ્વ-વાયુની સેરમાં,
ખેલે જગના ખેલ.

અમીરસથી એ વેલડી ભીંજો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

જગ-કુંજે એ વેલડી સુહાવો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

એક બાજુ આશા ઊભી, નવલા ધારી રંગ,
ખેંચાયે સહુ જીવડા, જ્યમ ઝીપલાયે દીપે પતંગ;
સમજીને ચાલો હો ! વા'લાં.

ક્રોધ મોહ મત્સર તણી, બજાર બીજી ભરાય,
જ્ઞાનવિહોણાં માનવી, જોતાં અટકી તહીં ઊભરાય;
સમજીને ચાલો હો ! વા'લાં.

માયાના બહુ ડુંગરા, ડગલે ડગલે જાણ,
કોઇ પડે કોઈ ચઢે, જોઇ તૃષ્ણાની ખોટી ખાણ;
સમજીને ચાલો હો ! વા'લાં.

વિકાસક્રમના માર્ગનો, વિકટ ઘણો છે પંથ,
જ્ઞાનચરણથી ચાલતાં, આવે જલદીથી એનો અંત;
સમજીને ચાલો હો ! વા'લાં.

જેવાં જેનાં કર્મ છે, તેવું તેને ભાન,
સોબત મળતાં સત્યની, થાશે સર્વે રસ્તાનું જ્ઞાન;
સમજીને ચાલો હો ! વા'લાં.

વિવેકનાં વસ્ત્રો ધરી, વિનય—લાકડી હાથ,
વિકાસક્રમના માર્ગમાં, કરજો પ્રેમસાથીનો સાથ;
સમજીને ચાલો !

જ્ઞાન-ભોમિયો સર્વદા, સીધે
ગુરુચરણને પામવા, ઉત્તમ સમજો
સમજીને



## વા'લા રસમાળી.

( ઢાળઃ સુંદર વેણુ વાગી, વેણુ વાગી. )

આ જીવન-વેલને પોષો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

સ્નેહ-સુધા-સલિલથી સીંચો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

બ્રહ્મ-ઉદ્યાને ઊપજી,
સુંદર જીવન-વેલ;
વિશ્વ-વાયુની સેરમાં,
ખેલે જગના ખેલ.

અમીરસથી એ વેલડી ભીંજો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

જગ-કુંજે એ વેલડી સુહાવો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

એક બાજુ આશા ઊભી, નવલા ધારી રંગ,
ખેંચાયે સહુ જીવડા, જ્યમ ઝીપલાયે દીપે પતંગ;
સમજીને ચાલો હો ! વા'લાં.

ક્રોધ મોહ મત્સર તણી, બજાર બીજી ભરાય,
જ્ઞાનવિહોણાં માનવી, જોતાં અટકી તહીં ઊભરાય;
સમજીને ચાલો હો ! વા'લાં.

માયાના બહુ ડુંગરા, ડગલે ડગલે જાણુ,
કોઇ પડે કોઈ ચઢે, જોઇ તૃષ્ણાની ખોટી ખાણુ;
સમજીને ચાલો હો ! વા'લાં.

વિકાસક્રમના માર્ગનો, વિકટ ઘણો છે પંથ,
જ્ઞાનચરણુથી ચાલતાં, આવે જલદીથી એનો અંત;
સમજીને ચાલો હો ! વા'લાં.

જેવાં જેનાં કર્મ છે, તેવું તેને ભાન,
સોબત મળતાં સત્યની, થાશે સર્વે રસ્તાનું જ્ઞાન;
સમજીને ચાલો હો ! વા'લાં.

વિવેકનાં વસ્રો ધરી, વિનય—લાકડી હાથ,
વિકાસક્રમના માર્ગમાં, કરજો પ્રેમસાથીનો સાથ;
સમજીને ચાલો હો ! વા'લાં.

જ્ઞાન–ભોમિયો સર્વદા, સીધે રસ્તે જાય,
ગુરુચરણુને પામવા, ઉત્તમ સમજો એ જ ઉપાય;
સમજીને ચાલો હો ! વા'લાં.



# વા'લા રસમાળી.

( ઢાળ· સુંદર વેણુ વાગી, વેણુ વાગી. )

આ જીવન–વેલને પોષો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

સ્નેહ–સુધા–સલિલથી સીંચો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

બ્રહ્મ–ઉદ્યાને ઊપજી,
સુંદર જીવન–વેલ;
વિશ્વ–વાયુની સેરમાં,
ખેલે જગના ખેલ.

અમીરસથી એ વેલડી ભીંજો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

જગ–કુંજે એ વેલડી સુહાવો,
હો ! વા'લા રસમાળી ! રસમાળી !

જ્ઞાન—વૃક્ષના સાથમાં,
અખંડ એની પ્રીત;
વળગી રહી એ વેલડી,
ધરી નાથનું ચિત્ત.

એ વેલીને વૃક્ષે ચઢાવો,
હો ! વા’લા રસમાળી ! રસમાળી !

એ અરજી અનેરી સ્વીકારો,
હો ! વા’લા રસમાળી ! રસમાળી !



## મુગ્ધાનું પ્રથમ પત્રવાંચન.

( ઢાળ: ઓધવજી ! સંદેશો કહેજો સ્યામને. )

શોભે રૂડી શરદ પૂનમની ચાંદની,
રંગીને રજની રૂપેરી રંગથી;
સામે શોભે નવયૌવનની સુંદરી,
ચંદ્રિકા આકાશેથી જ્યમ ઊતરી ! શોભે.

આવી ઊભી છોડી સર્વે સાથને,
એકાંતે નિજ મંદિરના સુખભાગમાં;
નીચે ઉપર નિરખે ધીમી દૃષ્ટિથી,
જાણે સરતી સરિતા ચાલી જાય જો ! શોભે.

રગરગમાં જાગી છે જ્યોતિ પ્રેમની,
આતુરતાને સાગર ઝોકાં ખાય જો;
જાણે કોઈ જોઈ જશે એ પત્રને,
ભીતિના ભણકારા પળપળ થાય જો ! શોભે.

કંચુકી છોડીને કાઢયો પત્રને,
હૃદયે ચાંપી ચુંબ્યો વારંવાર તે;
અંગુલિ થરથરતી કંપે કાય જો,
જાણે શરમ–સિતારીના મૃદુ તાર જો ! શોભે.

"મુજ વા'લી મુજ ગૃહમંદિરની દેવી હો ! "
"તું માં હું માં અંતર નહિ પણ ઐક્ય જો "
"પૂરી એકબીજાની સઘળી ન્યૂનતા "
"સાથે રમશું જીવનન સહુ ખેલ જો ! " શોભે.

"મુજ જીવનની સ્નેહભરી ઓ ! સુંદરી "
"તુજ વાડીમાં ફરતાં નૌતમ નેહથી "
"સાથે ગાશું સત્ ચિત્ આનંદ ગીતડાં "
સ્વામીના ઉદ્‌ગારો વાંચે હર્ષથી ! શોભે.

પ્રિયતમનો વાંચીને પહેલો પત્ર આ,
ઊર્મિ અંતર હર્ષભરી ઊભરાય જો;
વાંચે વાંચે ફરી ફરીને વાંચતી,
અમૃતરસની પ્યાલી જ્યમ છલકાય જો ! શોભે.

હસતી મુગ્ધા વાંચીને પતિ-પત્રને,
સામે ચંદ્ર હસે રજનીના સંગમાં;
જગ આખું ડોલે એ જ્યોતિ-ચંદ્રથી,
રમણી ડોલે પ્રિયતમના એ પત્રમાં ! શોભે.

અનુભવી સમજે આ જીવનની ઘડી,
રસિયાં થાયે રસભીનાં રસબોળ જો;
મુજને જાગે શમણાં આવાં સ્નેહનાં,
તમમાં પણ જાગે એવી આશિષ જો ! શોભે.

  




( ઢાળ: ઓધવ ! નંદનો છોરો તે નમેરો થયો રે લોલ. )

સખી ! સાસરિયું સ્નેહ સમું ધામ છે રે લોલઃ
સુખ શાંતિ તણો વિશ્રામ છે રે લોલઃ–સખી.

મુજ સસરાજી દયા દેવ તાતજી રે લોલઃ
સ્નેહ–સાસુડી માત સમાં શોભતાં રે લોલઃ
મુજ નણદી સુખોનો આરામ છે રે લોલઃ
સખી ! સાસરિયું સ્નેહ સમું ધામ છે રે લોલ.

મુજ દેર જેઠ ક્ષમા સત્ત્વરૂપ છે રે લોલઃ
જેની શીળી છાયા અદ્ભુત છે રે લોલઃ
કંથ કોડીલો પ્રેમ પ્રભુ ક્હાન છે રે લોલઃ
સખી ! સાસરિયું સ્નેહ સમું ધામ છે રે લોલ.

દયા ધર્મ તણું રાજ્ય રૂડું શોભતું રે લોલઃ
સંપ સ્નેહ તણું તેજ સદા ઓપતું રે લોલઃ
સદા સુંદરી જીવન તણું ગામ છે રે લોલઃ
સખી ! સાસરિયું સ્નેહ સમું ધામ છે રે લોલ.

  

# વે'લા આવો રે !

(ઢાળ : વાવ્યો હળદરનો ગાંઠિયો, ઊગ્યો ગુલાબીનો છોડ.)

બાંધી મઢુલી બ્રહ્મની, ગંગા–કાંઠડે રાજ !
વે'લા આવો રે ! જોગીરાજ મહારાજ.

લીલી લતા લીલી છાંયડી, લીલી વગડાની લે'ર !
વે'લા આવો રે ! જોગીરાજ મહારાજ.

બ્રહ્મભોગી મારા નાથજી, કરશું વિશ્વની વાત !
વે'લા આવો રે ! જોગીરાજ મહારાજ.

ફૂલડાં વીણીશું જ્ઞાનનાં, દેશું જગતને લા'ણુ !
વે'લા આવો રે ! જોગીરાજ મહારાજ.

જોગ સાધીશું સ્નેહનો, ધરી નાથનું ધ્યાન !
વે'લા આવો રે ! જોગીરાજ મહારાજ.

ભેખ ધારીશું પ્રેમનો "સેવા" કરશું હો ! રાજ !
વે'લા આવો રે ! જોગીરાજ મહારાજ.

ભગવી કંથા ભગવું ધ્યાને, ભગવા હૃદયના રાજ !
વે'લા આવો રે ! જોગીરાજ મહારાજ.

  



# જગ મા'લો.

( ઢાળઃ સખી હું તો જળ રે જમુનાના પાણી ગઈ'તી )

બની બે'ન ગૃહિણી જગતને દીપાવો,
વદી સ્નેહ–વાણી જીવનને શોભાવો;
હાં રે ! બે'ન હેતાળ હૈડાંથી આવો,
હો ! શાણી બે'ન સ્નેહી બનીને જગ મા'લો.

હાં રે દેશ–ભાંડુની સેવા કરીને,
ફરો દુઃખી હૃદયોમાં ધ્યાન ધરીને;
હાં રે ! બે'ન અનાથનો હાથ ઝાલો,
હો ! શાણી બે'ન સ્નેહી બનીને જગ મા'લો.



# કરજો કેસરિયાં.

( ઢાળ: ઝીણા ઝરમર વરસે મેહ. )

રૂડી  રણઘેલી  રણવાટ,
કરજો  કેસરિયાં.

શૂરવીરોનાં સ્વર્ગ ને ઘાટ,
કરજો કેસરિયાં. ધ્રુવ.

સિંહણના સુતની ગર્જનાથી,
ધ્રુજે ધરા ને ધરાઠ રે:

ક્ષત્રી–હાકે પૃથ્વી ડોલે, ને
ડોલે દશે દિકપાળ:
કરજો  કેસરિયાં.

રણે ચઢયા નાણુદલના વીરા,
વરજો વિજય-જય-માળા રે:

શોભાવી નાથ નિજ માતાની કૂખને,
જગવો શૂરાતન-જ્વાળા રે !
હો ! કરજો  કેસરિયાં.



# સેવાનો ધર્મ સ્વીકારો.

( ઢાળ: રામ રાખે તેમ રહીએ. )

સેવાનો ધર્મ સ્વીકારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

દુનિયાના ધર્મની સેવા જ ચાવી,
ઊઘાડે પ્રેમ–પટારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

જાત-ભાત-ભેદોના કલેશ સહુ છોડી,
એકતાની લાં'ણી સ્વીકારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

ભૂખ્યાને ભાખરી ને તરસ્યાને પાણી,
અંધાને પડતાં ઊગારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

દઇને દિલાસો દુઃખી હૃદયને,
શાંતિની વાત વિચારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

પ્રેમી પ્રભુને પામવાને માટે
સેવાનો શ્રેષ્ઠ સિતારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.



## વીરનું હાલરડું.

( ઢાળઃ તમે સાડા મેલા કહાન ! પોઢા પારણિયે ભગવાન. )

તમે ઝૂલો મારા વીર !
પોઢા પારણિયે ધરી ધીર.

હળુ હળુ હીંચોળું હેતે, ગાઇ સદા રસ—ગીત,
સાંભળજો સ્નેહ ધારી હો ! વીર સૂતાં સૂતાં ચે ચિત્ત;
તમે ઝૂલો મારા વીર !
પોઢા પારણિયે ધરી ધીર.

હીરલા કોહીનૂર જડાવ્યા, પારણામાં અણુમોલ,
રેશમની રૂડી દોરડી શોભે, બે'નડી કેરા બોલ;
તમે ઝૂલો મારા વીર !
પોઢા પારણિયે ધરી ધીર.

માવડીનું હેત મોંઘેરૂં જાણું, જગ આખે પંકાય,
સાથે માણીશું એ સુખડાં વીરા, માતાની શીળી છાંય;
તમે ઝૂલો મારા વીર !
પોઢા પારણિયે ધરી ધીર.

રાજાને મહેલે માનવી સેના, ઊભી રહે દિનરાત,
વીરને પારણે સૂરજ ચાંદો, ચોકી કરે સાક્ષાત;
તમે ઝૂલો મારા વીર !
પોઢો પારણિયે ધરી ધીર.

રાજમંદિરે નાચિકા નાચે, સજી ઘણા શણગાર,
કુદરત નાચે વીરને પારણે, બની સદા એકતાર;
તમે ઝૂલો મારા વીર !
પોઢો પારણિયે ધરી ધીર.

રાજમંદિરે નાચિકા નાચે, સજી ઘણા શણગાર,
વીરને પારણે બે'નડી ગાયે, હાલરડાં રસપૂર;
તમે ઝૂલો મારા વીર !
પોઢો પારણિયે ધરી ધીર.



# ભવિષ્યની બે'નડી !

( ઢાળ : ગરુડે ચઢી આવજો ગિરધારી. )

મારી બે'ની ભણેલી શીખેલી,
મારા ભારતની એ સુવેલી,
બે'ન ભાવિની આશ ભરેલી;
સદા સેવા સાધવા સહુ જનની,
રહે થઇ સેવિકા તન–મનની.

બાળપણમાં લઈ જ્ઞાન સારૂં,
સુવાવસ્થામાં થાજો વ્યવહારૂ,
પતિ–ગૃહને બનાવે તું ચારુ;
સદા સેવા સાધવા સહુ જનની,
રહે થઇ સેવિકા તન–મનની.

બની પત્ની જગતને દીપાવે,
થઇ માતા કુટુંબ શોભાવે,
મનુ—બાળકો હેતે વધાવે;
સદા સેવા સાધવા સહુ જનની,
રહે થઈ સેવિકા તન–મનની.

રોગી તનના દરદને સુધારી,
દુઃખી દિલડાના કલેશ વિદારી,
લેજો શાંતિ ને સ્નેહ સિતારી;
સદા સેવા સાધવા સહુ જનની,
રહે થઇ સેવિકા તન-મનની.

ગૃહ-ગૃહમાં જઇને તપાસે,
શાને ભાંડુ રહે છે ઉદાસે,
શાં શાં દુઃખ રહ્યાં આ અવાસે;
સદા સેવા સાધવા સહુ જનની,
રહે થઇ સેવિકા તન-મનની.

સેવા-સ્નેહનો રોપ રોપાવો,
જ્ઞાન-વારિથી નિત્ય સીંચાવો,
મુજ ભાવિની બે'નડી આવો;
સદા સેવા સાધવા સહુ જનની,
રહે થઈ સેવિકા તન-મનની.





# માડી

( ઢાળ. ગંગાની ગળણી ને જમનાના પાણી. )

અમૃત પ્યાલી ને વા'લામાં વા'લી,
માતા વિનાનું જગ બધું ખાલી;
જન્મતાં માતા ને મરતાં યે માતા,
સર્વ સંભારે માડી સુખદાતા.

મિષ્ટમાં મિષ્ટ ને ઉત્તમ ખાણું,
માતાના હેતથી જેહ પોષાણું;
દુનિયાના દુઃખમાં શાંતિ પ્રમાણું,
માડી સુશબ્દનું સ્વર્ગીય લા'ણું.

સમ્રાટ રાજા ને રાંક ભીખારી,
માડીના હેતનો મહિમા ભારી;
પ્રેમનો સાગર ને વા'લની વાડી,
સર્વ સંભારે ઓ ! માડી ! માડી !





# પ્રભુ પ્રિયતમ

( ઢાળ: રાતડલી રળિયામણી, મનમોહનજી. )

પ્રેમે પૂજા કરૂં આજ રે,
પ્રભુ પ્રિયતમજી;
ધરી શાંતિ–સ્નેહનો સાજ,
પ્રાણથી પ્યારા રે પ્રભુ પ્રિયતમજી–પ્રેમે પૂજા૦

વિનય વિવેક વિચારનો, ભર્યો પ્રસાદીથાળ;
સ્નેહમંત્રની ઘંટડી, સાથે સદ્‌ગુણ–માળ.
ગાઉં ગીતો તમ નામનાં પ્રભુ પ્રિયતમજી;
અમ અબળાના આધાર,
પ્રાણથી પ્યારા રે પ્રભુ પ્રિયતમજી–પ્રેમે પૂજા૦

પ્રભુદ્વારમાં પહોંચવા, પ્રથમ પગથિયું એ જ;
પતિસેવાની જ્યોતિનું, પ્રકટે છે જે તેજ.
પત્ની જાગે પતિ-તેજમાં, પ્રભુ પ્રિયતમજી;
તેનો જાગે રૂડો સંસાર,
પ્રાણથી પ્યારા રે પ્રભુ પ્રિયતમજી–પ્રેમે પૂજા૦



## અમારા અવાસમાં

( ઢાળ: રામ રાખે તેમ રહીએ. )

આવો , જગતના અવાસમાં;
ગુરુદેવ ! આવો અમારા અવાસમાં.

દિલડાની વેલડી બેંઠી રહી છે,
સદ્‌ગુણ — પાંદડી — સુવાસમાં;
ગુરુદેવ ! આવો અમારા અવાસમાં.

ચોખ્ખું બનાવ્યું જીવન-આંગણું,
કાંટા ઊખેડી કંકાસના;
ગુરુદેવ ! આવો અમારા અવાસમાં.

તોડી તિમિર ગાઢ માયા ને મોહનું;
રમીએ અનંત ઊજાસમાં,
ગુરુદેવ ! આવો અમારા અવાસમાં.

પ્રાર્થના કરે છે પૂર્વ દિશામાં,
ઊભાં બાલુડાં ઉલ્લાસમાં;
ગુરુદેવ ! આવો અમારા અવાસમાં.






( ઢાળ: શીખ સાસુજી દે છે રે વહુજી રહો ઢંગે. )

અમે સુખડામાં રહીએ રે, અમારા જીવનથી સદા;
અમે નિત્ય સંતોષી રે, જરા નહીં મોહ કદા.
જે જે જીવન પામ્યાં રે, તેમાં જીવી લેવું પ્રીતે;
રાય--રંકની સ્થિતિનો, જરા નહીં ક્ષોભ ચિત્તે.

ભલે મેડી ઝરૂખા કે, સોનાની અંબાડી મળે;
ભલે ઝૂંપડી ખેતર કે, ભલે હળ લેવું પડે.
કદી વૈશાખી તડકાની, સળગતી લૂ આવી મળે;
કદી હિમના ઢગલાની, શિયાળુ ઠંડી પડે.

ભલે સહરાની રેતીનાં, રણોમાં ભટકવું થશે;
ભલે સુંદર કુંજોમાં, સુખોની શાંતિ હશે.
અમને સઘળું એ સરખું રે, અમારી એ જ રીતિ;
અમે સર્વથી જૂદા રે, અમારે સહુથી પ્રીતિ.

અમ કાફલો જૂદો રે, જગતથી ચાલ્યાં કરે;
પ્રભુ-પ્રેમના સંતો રે, સદા અમ સાથ ધરે.
અમને સઘળા પ્યારા રે, નહીં કોઈ જૂદું જરા;
અમે જેવા ને તેવા રે, સદા યે સંતોષી ખરા !



# કોયલડી

( ઢાળઃ સખી ફરવા જાઉં તો વિદ્યાવાટિકા મહીં. )

મેં તો નિરખી એ જાદુભરી કોયલડી,
કરે મીઠડલો ટુહુક ટહુકાર રે,
સ્નેહમંત્ર સાંભળું સદા યે એ સાદમાં !

આંબલિયાની ડાળ પર,
બોલી કૂક કૂક કૂક;
જાણે વેણુ વાગતી,
ટુહુક ટુહુક ટુહુક.
મારા હૈડામાં ગીત તણું ઝરણું ઝરે,
ડોલે જીવન-સાથીનું નાવ રે,
સ્નેહમંત્ર સાંભળું સદા યે એ સાદમાં !

ગજવે પૃથ્વી ગગનને,
ગાઈ સદા રસગીત;
જગ આખું નિત્યે ધરે,
તુજ ટહુકાને ચિત્ત.
તારી મીઠલડી વાણી સુણી દિલડું ઠરે,
તારા ઊંડા ઘેરા લલકાર રે,
સ્નેહમંત્ર સાંભળું સદા યે એ સાદમાં !

અંતર-પટમાં જાગતું,
નવલું ચેતન આજ;
રણુવગડો પણુ જાગતો,
કોયલ ધરતી તાજ.

તારા ટહુકાનો સમજું હું ભેદ તો હવે,
મારૂં હૈડું સમજે હવે હેત રે,
સ્નેહમંત્ર સાંભળું સદા યે એ સાદમાં !



# ઇશ્વર

( ઢાળઃ ગંગાની ગળણી ને જમુનાનાં પાણી. )

સર્વ ભજે મને સહુને હું ભજતો,
રાય ને રંકનો ભેદ ના ધરતો;
સહુની સંગાથે ને સર્વથી છેટો,
સહુથી થાયે મારો અંતમાં ભેટો.

પૃથ્વી આકાશ ને ડુંગરા વાટે,
મસ્જીદ મંદિર ને યમુનાને ઘાટે;
રેતીના રણમાં ને નદીઓને નાળે,
જૂદી જૂદી રીતે મુજને સૌ ભાળે.

સરવર–ઝરણે ને બાગ–બગીચે,
રાજ—મંદિરે ને ઝૂંપડી નીચે;
જળમાં સ્થળમાં ને અણુએ અણુમાં,
નિત્યે વસી રહું કણના યે કણમાં.

પંખીને કલરવ ને પુષ્પ–સુવાસે,
સૂર્યને કિરણે ને ચંદ્ર–પ્રકાશે;
સાગરને મોજે ને વાયુની લે'રે,
સહુમાં રહી મુજ શક્તિઓ પ્રેરે.

કવિઓનાં કાવ્યે ને લેખકને લેખે,
વકતાની વાણીમાં મુજને કો પેખે;
ભકતને ભજને ને ગાયકને- ગાણે,
સહુમાં રહું હું સરખે પ્રમાણે.

બ્રહ્મ-બ્રહ્માંડની સંકલના હું છું,
સર્વ છે મુજમાં ને સહુમાં યે હું છું;
સહુથી હું પહેલો ને સર્વથી છેલ્લો,
સહુથી જૂદો વળી સહુમાં રહેલો.



# બાળપણની ઝાંખી યાદ

( [illegible] )

બ્હેન ! બ્હેન ! કહું ત્યાં બ્હેન હૃદયથી આવી મળે;
બાળપણના કાલાઘેલા ખેલ નજરમાં આવી ચડે.

જ્યારે બાળક નાનો વીર પારણિયે ઝુલાવતી;
ગાઇ નિર્દોષ નવલાં ગીત હાલરડે પોઢાડતી.

તેડી જતી સરિતા–તીર બાળક જ્યાં ખેલતાં;
રમે નાનાં બનાવી મંદિર રેતુ–ઘર મેલતાં.

ધીમે વહેને નદી વહી જાય બાળક જોઇ નાચતાં;
સહુ કૂદે પાણીની સાથ વિનોદે ડૂબાડતાં.

જઇ બાપુને ખેતર નિત્ય વાછરડાં રમાડતાં;
બાંધી માંચડો ખેતર માંહ્ય પંખીડાં ઊડાડતાં.

જ્યારે ચંદ્રિકાનો ખીલે ચંદ્ર અમે પણ ખીલતાં;



ચિત્રકાર ] [ રા. નરિશંકર પંડિત

રણનાદ ગોભી રહી ?

પૃ ૬૫૧

જોશી આર્ટ પ્રેસ–મુંબઈ



( ઢાળ: વાંસલડી વાગે ને મારાં મન હરે. )

ફૂલોની ફૂલવાડી આ બહુ બે'કી રહી,
વિધવિધ રંગે કુદરત ત્યાં જાતી વહી;
જોતાં જોતાં દિલડું ડૂલી જાય રેઃ
મારૂં ફૂલ ચઢશે ફૂલોના ફૂલને !

સહુસહુના ફૂલડાંની સહુને પ્રીત છે;
જૂદે જૂદે રંગે જૂદાં ચિત્ત છે;
જૂદા માળી જૂદી પોષક રીત રેઃ
મારૂં ફૂલ ચઢશે ફૂલોના ફૂલને !

કોઇનું ફૂલ અર્પે પ્રેમ–સુવાસને,
કો ખીલી શોભાવે નિજ આવાસને;
વિકસે મારૂં ફૂલ બીજાને કાજ રેઃ
મારૂં ફૂલ ચઢશે ફૂલોના ફૂલને !

કો રંગે કો સુવાસે રસ રેલતાં,
કો ફૂલડાં ખીલીને પાછાં ખરી જતાં;
મારે ફૂલડે ખીલે બીજાં ફૂલ રેઃ
મારૂં ફૂલ ચઢશે ફૂલોના ફૂલને !

સઘળાં હમણાં જૂદા રંગે ઝીલતાં,
કો ખીલતાં કો ખરતાં પાછાં ખીલતાં;
આખર ખીલશે ફૂલોને એ ફૂલ રે!
મારૂં ફૂલ ચઢશે ફૂલોના ફૂલને!



## રણવાટ શોભી રહી રે

( ઢાળઃ આશાભર્યાં અમે આવિયાં. )

જાઓ સિધાવો મારા વા'લમા,
જ્યાં દીસે શૂરવીરોના ઘાટ રે;
રણવાટ શોભી રહી રે.

વાજે નગારાં કાંઈ શૌર્યનાં,
ત્યાં ઘોરે ક્ષત્રિય શંખનાદ રે;
રણવાટ શોભી રહી રે.

ધ્રુજે ધરા ધ્રુજે આભ ને,
કાંઇ ધ્રુજે દશે દિક્પાળ રે;
રણવાટ શોભી રહી રે.

હણહણતી રણ ઘોડલી ને,
ડોલે હાથી સંગ્રામ રે;
રણવાટ શોભી રહી રે.

ગાયે ચારણ ભાટ ગીતડાં,
જ્યાં રગરગ જાગે શૌર્ય રે;
રણવાટ શોભી રહી રે.

વાગે છે હાક જ્યાં વીરની,
જ્યાં આવે શૂરાતન–પૂર રે;
રણવાટ શોભી રહી રે.

રાણી જાયા જઈ યુદ્ધમાં,
કાંઈ દીપાવે માતાનું નૂર રે;
રણવાટ શોભી રહી રે.

થાઓ વિજય–જય સ્વામીનો,
એ જ માળા જપું દિનરાત રે;
રણવાટ શોભી રહી રે.

થનગન થનગન નાચતી,
જુઓ ઘોડલી બની અધીર રે;
રણવાટ શોભી રહી રે.

આજે આનંદ મારે આંગણે,
પિયુ રણમાં રમવા જાય રે;
રણવાટ શોભી રહી રે.



# વિશુદ્ધ ઘાટ

( ઢાળઃ ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ. )

૧

આવો હેતાળ બે'ન ! જ્ઞાનને વિશુદ્ધ ઘાટ;
જગવો સંસાર સ્નેહ–તાનને વિશુદ્ધ ઘાટ.
બનજો પ્રેમાળ બે'ન ! વિશ્વને વિશુદ્ધ ઘાટ;
સેજો ભાંડુને બે'ન ! ઇશને વિશુદ્ધ ઘાટ.
કરો પુણ્યદાન બે'ન ! રંકને વિશુદ્ધ ઘાટ;
ધરો પ્રભુ–ધ્યાન બે'ન ! સંતને વિશુદ્ધ ઘાટ.

૨

રજની શોભે શશિ સાથને વિશુદ્ધ ઘાટ;
શ્યામા શોભે નિજ નાથને વિશુદ્ધ ઘાટ.
સદ્‌ગુણ શોભે છે સાદાઇને વિશુદ્ધ ઘાટ;
જ્ઞાન ગુણ શોભે ભલાઇને વિશુદ્ધ ઘાટ.
ભક્તિ શોભે દેવ–વાસને વિશુદ્ધ ઘાટ;
શોભે છે બે'ન ! વીર રાસને વિશુદ્ધ ઘાટ.

  

# કૌમુદી–મહોત્સવ

( ઢાળ: "માગ માગ પાવાના રાજન"નું ચરણ. )

રૂડી રૂપેરી ચંદની રાત દંપતી નીસર્યાં રે લોલ,
કરતાં સ્વર્ગીય સુખની વાત જગ બધું વીસર્યાં રે લોલ;
આવ્યાં સરવરિયાની પાળ ઘટા ઘણી ઝાડની રે લોલ,
કુમળી આસોપાલવ–ડાળ ઝૂલી રહી વા'લમાં રે લોલ.

મલપતો વાયુ ધીરે વાય સંદેશા લાવતો રે લોલ,
સામે ચાંદલિયો સોહાય આકાશે મલકતો રે લોલ;
ખીલ્યાં સરવરિયે અરવિંદ ચંદ્રે પોષિયાં રે લોલ,
દોરે દોરે ફૂલડાંની સુગંધ પ્રભુએ રોપિયાં રે લોલ.

સરવરે નાનકડું એક નાવ હલેસે હાંકતાં રે લોલ,
દંપતી લેતાં જીવન–લા'વ હૃદયથી રાચતાં રે લોલ;
મદભર રજની રમતી રાસ શશિના સંગમાં રે લોલ,
માનુની વેરે નૌતમ હાસ આજ ઉમંગમાં રે લોલ.

મંદ મંદ ગતિએ નાવડું જાય ચંદ્રમા ખેંચતો રે લોલ,
મંદ મંદ વાયુ સુંદર વાય સ્નેહીને સીંચતો રે લોલ;
રમણી નિરખે સ્વામીચંદ્ર–સુધા સમ ભાવથી રે લોલ,
શોભે તારલિયાનું વૃંદ તેજ–અંબારથી રે લોલ.

સામે વરસે અમૃત–ધાર પ્રેમી દિલ ઝીલતાં રે લોલ,
ઊતરી સ્વર્ગને સંસાર આનંદ–રસ રેલતાં રે લોલ;
લઇ દઇ ફૂલડાં કેરી લા'ણુ નયનથી નાચતાં રે લોલ,
કૌમુદી–મહોત્સવને રસતાન દંપતી મા'લતાં રે લોલ.



## વીરનાં લગ્ન

( ઢાળ: પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે. )

મારા વીરની વાડી લગ્ને આજે શોભતી રે,
નિરખી એ'નડીનાં નયણું ઠરે આજ;
વીરના લગ્ને બે'ની રસઘેલી થઇ મા'લતી રે.

મારે આંગણિયે અજવાળાં આજે ઓપતાં રે,
પ્રેમ-ભક્તિ તણો વાયુ વેગે વાય;
વીરના લગ્ને બે'ની રસઘેલી થઈ મા'લતી રે.

સંસારી લગ્ને રહી, મોહ-લગ્નની રીત;
સ્નેહ-લગ્નના સૂત્રમાં, પ્રભુએ સરજી પ્રીત.

મારા વીરને લગ્ને, મીઠલડી એ પ્રીતડી રે,
જગમાં જગવે સ્નેહ-લગ્ન કેરી જ્યોત;
વીરના લગ્ને બે'ની રસઘેલી થઈ મા'લતી રે.

નરનારીનું જોડલું, સર્જ્યું જગત સરજનાર;
આત્મલગ્ન-ગ્રંથિ વડે, ગૂંથી જીવન-તાર.

મારો વીરો સમજે સૃષ્ટિના એ તારને રે,
સમજી સંચરશે સુખ-શાંતિથી સંસાર;
વીરના લગ્ને બે'ની રસઘેલી થઈ મા'લતી રે.

લગ્ન તણા શુભ હેતુનું, ધરી સદાયે ધ્યાન;
સુંદરીને સંતોષજે, દઇ સ્નેહ સન્માન.

વીરની બે'નડીનું અંતર આશિષ આપતું રે,
બ્રહ્મા—સાવિત્રીની જોડી પૂરે સાક્ષ;
વીરના લગ્ને બે'ની રસઘેલી થઇ મા'લતી રે.





# મુજ ગામડે !

( ઢાળ. પ્રગટ્યા શ્રી કૃષ્ણ મનભાવતા રે લોલ )

ગોવિંદ ! પધારો મુજ ગામડે રે લોલઃ
ગામડે ગવાય તમ ગાન જો !
ગોવિંદ ! પધારો મુજ ગામડે રે લોલ.

ઝુંપડી અમારી પ્રભુ છાજની રે લોલઃ
બનશે વૈકુંઠ સમ ધામ જો !
ગોવિંદ ! પધારો મુજ ગામડે રે લોલ.

દૂધડલાં દોહી ગોરી ગાયનાં રે લોલઃ
પાશું ભરી ભરી પાત્ર જો !
ગોવિંદ ! પધારો મુજ ગામડે રે લોલ.

ઢબરાં ને ઘેંસ રૂડી રાબડી રે લોલઃ
ધરશું મેમાની નિર્દોષ જો !
ગોવિંદ ! પધારો મુજ ગામડે રે લોલ.

હૈડાં ધરીશું પ્રભુ-ચરણુમાં રે લોલઃ
દેશું કંઇ સ્નેહ સન્માન જો!
ગોવિંદ પધારો મુજ ગામડે રે લોલ.

ગોકુળ-પતિ વે'લા આવજો રે લોલ;
જુએ વ્રજબાળા વાટ જો!
ગોવિંદ! પધારો મુજ ગામડે રે લોલ.



# નાથઘેલી વેરાગણ.

( ઢાળઃ દુઃખિયાની વાતો દુઃખિયા જાણે સુખિયા શેના જાણે રે )

વેરાગણ મુજ નાથની હું ભમતી દેશે દેશે રે,
નાથના નામની માળા ધારી ફરતી યોગિની-વેશે રે.–વેરાગણ.

વચને વચને ઊચરતી, નાથ તણું શુભ નામ,
વિચારમાં ધારું સદા, મુજ જીવનના શ્યામ.

તનની કાંતિ મનની શાંતિ નાથ મહીં જ નિહાળું રે,
ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ સઘળે નાથ જ ભાળું રે.–વેરાગણ.

શ્વાસમાં પણ ચાલતો, નાથ–નામનો મંત્ર,
ટકી રહ્યું એ નામથી, મુજ જીવનનું તંત્ર.

હસતી નાથથી રડતી નાથથી, ભમતી નાથને કાજે રે,
જે જે જોતી તે તે સજતી બધણું નાથના સાજે રે.–વેરાગણ.

જે જે કરતી જગતમાં, સર્વ નાથને નામ,
જીવન આ ભાળું સદા, નાથ–નામને કામ.

કોઇ કહે છે દુનિયા તુજને ગાંડી ગાંડી કહેશે રે,
કહેવા દો એ ગાંડીમાં પણ નાથને સહુ જોશે રે.–વેરાગણ.

  



ચિત્રકાર ] પાણીશેરડે [ રા રવિશંકર પંડિત

પૃષ્ઠ ૬૦

જોશી આર્ટ કોટ-મુંબઇ




( ઢાળ  રામ રાખે તેમ રહીએ. )

સેવાનાં સંત થઈ રહીએ, સાહેલડી !
સેવાનાં સંત થઇ રહીએ.

સર્વે સંસારીના સાથમા વસીને,
સહુને સહાયકારી થઇએ, સાહેલડી !
સેવાનાં સંત થઈ રહીએ.

આડોશી–પાડોશી કુટુંબ–કબીલે,
રહેમી નજરથી હો ! જોઇએ, સાહેલડી !
સેવાનાં સંત થઇ રહીએ.

સંસારે રૂઢિનો સડો જે પડયો છે,
તોડી ભાંડુને સુખ દઇએ, સાહેલડી !
સેવાના સંત થઇ રહીએ.

દુઃખિયાનાં દુ.ખ સહુ ટાળવાને માટે,
ઘરઘર જઇ જ્ઞાન દઇએ, સાહેલડી !
સેવાનાં સંત થઇ રહીએ.

સેવા–સુધારસ સ્વર્ગીય પ્યાલી,
નિત્યે ભરી ભરી લઇએ, સાહેલડી !
સેવાનાં સંત થઇ રહીએ.

સેવાનાં સંત થઇ રહીએ, સાહેલડી !
સેવાનાં સંત થઇ રહીએ.



# મિત્રનું સંમેલન.

(ઢાળ. ઓધવજી સંદેશો કહેજો શ્યામને)

આજે આનંદનો ઉર સાગર ઊછળે,
હૃદયે કંઈ કંઈ ભાવ અનેરા થાય જો!
અણમૂલી આ જીવનની જાણું ઘડી;
મિત્ર તણું સંમેલન જ્યાં જ્યાં થાય જો. આજે.

હૃદયે હૃદયે આવે પ્રેમી ઊભરા,
અંતર અંતર ખોલે સઘળા ભેદ જો!
શાંતિ મેળવવાનું ઉત્તમ સ્થાન એ;
મિત્ર તણું સંમેલન જ્યાં જ્યાં થાય જો. આજે.

દુનિયામાં દુઃખ કહેવાનાં સ્થાનો નહિ,
જ્યાં અંતરના ઊભરા ખાલી થાય જો!
સુખદુઃખ ઠાલવવાનું રૂડું ઠામ એ;
મિત્ર તણું સંમેલન જ્યાં જ્યાં થાય જો. આજે.

પ્રેમી પ્રભુની સુંદરમાં સુંદર કૃતિ,
મિત્રતાની મૂર્તિનું જે તેજ જો!
એ તેજે જાગે જીવનનાં સુખડાં;
મિત્ર તણું સંમેલન જ્યાં જ્યાં થાય જો. આજે.

* * *




( ઢાળ: વા'લા માસ અસાડીલો મેઘ. )

રમીએ રસભર્યા જ્ઞાનના રાસ, સહુ સાથે તાલ લહી,
જોવા પ્રભુજી આવે સાક્ષાત, અમારા એ રાસ મહીં;
એકબીજાનો ધરતાં હાથ, ભાંડુ સહુ ફુદડી ફરે,
સાથે વિદ્યા–વસંતનો બા'ર સુવાસમાં સ્નેહ ભરે.

કેળવણીના સાજથી, જગમંડપ શોભાય,
જ્ઞાનતણા શુભ વાદ્યથી, રાસ દિવ્ય દેખાય.

એકબીજાની ફરજનો, સમજે જ્યારે મર્મ,
પ્રભુતા પ્રસરે દેશમાં, ભાંડુ–પ્રેમ ને ધર્મ.

સહુ સમજે આ સઘળો ભેદ હવે,
જ્ઞાન–રાસના તાને પ્રેમ દ્રવે;
નવું ચેતન રગરગમાં જ વહે,
સહુ સંસારે સ્વર્ગનો લાવો લહે.

  

# સદા સેવું.

( ઢાળ: ગરુડે ચઢી આવજો ગિરધારી. )

મારા સ્વામી પ્રભુ–અવતારી,
જેની મૂર્તિ મેં હૃદયે ઊતારી;
મારી ભક્તિમાં એ જ મુરારી,
સદા સેવું સ્નેહથી મારા સ્વામી.

એની દૃષ્ટિ અમીથી ભરેલી,
એને શાંતિ સદા યે વરેલી;
એની વાણીમાં પ્રીતિ તરેલી,
સદા સેવું સ્નેહથી મારા સ્વામી.

મારા જીવનની સહુ આશે,
મારા અંતરની અભિલાષે;
રહેવું સ્વામીની સાથે ઉલ્લાસે,
સદા સેવું સ્નેહથી મારા સ્વામી.

મને મુક્તિને માર્ગે ઊતારે,
મને જ્ઞાનને નાવડે તારે;
મારો હસ્ત ગ્રહીને ઉદ્ધારે,
સદા સેવું સ્નેહથી મારા સ્વામી.

સદા સ્વામીની સાથે હું રહેતી,
સુખે શાંતિ દુઃખે ધૈર્ય દેતી;
પિયુ પ્રાણની પ્રીતિ હું લેતી,
સદા સેવું સ્નેહથી મારા સ્વામી.

મારા દોષ સામું નવ જોતા,
મને શાંતિ ઘણેરી એ દેતા;
મારા જીવન—દેશના નેતા,
સદા સેવું સ્નેહથી મારા સ્વામી.



## જગતના રાસ.

( ઢાળઃ ઝીણા ઝરમર વરસે મેહ. )

ઝીલો ઝીલો જગતના રાસ,
રસબાળ ઝીલોને.
ભરી ભરી જીવનની સુવાસ,
રસબાળ ઝીલોને. ધ્રુવ.

કોઈ દિન રાણા કોઈ દિન શ્રીમંત,
કોઈ દિન રંક ભીખારી રેઃ
કોઇ દિન સેજ-પલંગે સૂતાં,
કોઇ દિન ધરતી-પથારીઃ
હો ! રસબાળ ઝીલોને.

કોઈ દિન રાબડી ટાઢી મળતી,
કોઈ દિન મીઠડા મેવા રે
કોઈ દિન લાખ કરોડો ખરચ્યા,
કોઇ દિન કોડી ના હેવાઃ
હો ! રસબાળ ઝીલોને.

ચઢતી-પડતી સહુની સાથે,
તડકો-છાંયો જાણો રેઃ



# આતિથ્ય-સત્કાર.

( ઢાળ: વનમાં બોલે ઝીણા મોર,
કોયલડી કલ્લોલ કરે રે લોલ. )

આવો ભલે પધાર્યા વીરા,
અમારે ઝૂંપડે રે લોલ:
જોઇ મોંઘેરાં મહેમાનો,
આંખલડી આજે ઠરે રે લોલ.
જોઇ તમને હરખે જુઓ,
અમારી ગાવડી રે લોલ:
એનાં મીઠલાં કંઇ દૂધે,
ભરીશું તામડી રે લોલ:

આ'વું એ'વું શીખી જગમાં,
ઓછું જરી નહિ આપોઃ
હો! રસખાળ ઝીલોને.

સુખદુઃખગીતડાં એકબીજાનાં,
સાથે મળીને ગાજો રેઃ

સુખમાં શાંતિ દુઃખમાં ધીરજ,
વ્યાલી પ્રભુતા પાજોઃ
હો! રસખાળ ઝીલોને.





# આતિથ્ય-સત્કાર.

( ઢાળ: વનમાં બોલે ઝીણા મોર,
કોયલડી કલ્લોલ કરે રે લોલ. )

આવો ભલે પધાર્યા વીરા,
અમારે ઝૂંપડે રે લોલઃ
જોઇ મોંઘેરાં મહેમાનો,
આંખલડી આજે ઠરે રે લોલ.
જોઇ તમને હરખે જુઓ,
અમારી ગાવડી રે લોલઃ
એનાં મીઠલાં કંઇ દૂધે,
ભરીશું તામડી રે લોલઃ
મીઠડી કોયલડી આ બોલે,
અમારે બારણે રે લોલઃ
ટહુકે સ્નેહના સન્માને,
અતિથિ કા[illegible] લોલઃ
જુઓ આંબલિયાની ડાળો,
નમે છે

ચા'વું સે'વું શીખી જગમાં,
ઓછું જરી નહિ આપોઃ
હો ! રસબાળ ઝીલોને.

સુખદુઃખગીતડાં એકબીજાનાં,
સાથે મળીને ગાજો રેઃ

સુખમાં શાંતિ દુઃખમાં ધીરજ,
પ્યાલી પ્રભુતા પાજોઃ
હો ! રસબાળ ઝીલોને.






( ઢાળ: વનમાં બોલે ઝીણા મોર,
કોયલડી કલ્લોલ કરે રે લોલ. )

આવો ભલે પધાર્યા વીરા,
અમારે ઝૂંપડે રે લોલઃ
જોઇ મોંઘેરાં મહેમાનો,
આંખલડી આજે ઠરે રે લોલ.
જોઇ તમને હરખે જુઓ,
અમારી ગાવડી રે લોલઃ
એનાં મીઠલાં કંઇ દૂધે,
ભરીશું તામડી રે લોલઃ
મીઠડી કોયલડી આ બોલે,
અમારે બારણે રે લોલઃ
ટહુકે સ્નેહના સન્માને,
અતિથિ કારણે રે લોલઃ
જુઓ આંબલિયાની ડાળો,
નમે છે લૂમખે રે લોલઃ

ઢશે મીઠલડી મહેમાની,
ફૂલોને ઝૂમખે રે લોલ.
જુઓ કેવડિયો મઘમઘતો,
અમારે આંગણે રે લોલઃ
ભભકે સ્નેહીની સુવાસે,
અતિથિ કારણે રે લોલ.
આજે મંગલ ગાશું ગીત,
અમારે આંગણે રે લોલઃ
આવો ભલે પધારો વીરા,
અમારે ઝૂંપડે રે લોલ.





# યાચના

( ઢાળ: અંબોડા શિરપર શોભે છે સારા [ વટસાવિત્રીના ગીતનો એક ભાગ. ] )

બે'નને બારણે વીર આવે આજે,
સાથે સિતારી સેવાની વાજે;
દેશની પ્રગતિને કાજે રે,
વીર ! એ યાચના કરતો.

જીવન-પાયો જ્ઞાને ભરી લે,
બાલિકા તું ગૃહધર્મ ભણી લે;
સંસારી આંક ગણી લે રે,
વીર ! એ યાચના કરતો.

ગૃહિણી થઇ બે'ન ગૃહને દીપાવે,
શાંતિ ભરી ગૃહ રાજ્ય ચલાવે;
સહુમાં તું પ્રેમ જગાવે રે,
વીર ! એ યાચના કરતો.

જનની બની જગમાર્ગ બતાવે,
ચા'વું ને સે'વું સહુને શીખાવે;
સંસારે સ્વર્ગ વસાવે રે,
વીર ! એ યાચના કરતો.

# ગૃહિણી ગૃહદેવી.

ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !
ગૃહકુંજે કરે તું કલ્લોલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

દિલની દાતાર તું, સેવા–સરદાર તું,
તારી અંતરની ભાવના અમોલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

પગલે પ્રકાશ તારે, હૈયે ઉલ્લાસ તારે,
તારી વાણીમાં હેતના હિલ્લોળ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

નયને નમાવે રાજ, વચને અપાવે તાજ,
તારી શક્તિ શોભાવે કળા સોળ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

સમાજ તારનાર, રાષ્ટ્રને ઉદ્ધારનાર,
તું તો માનવી જીવન જય–ઓલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

ગૃહકુંજે કરે તું કલ્લોલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

 

કન્યાઃ– નોકર–ચાકર સર્વથી, વર્તન ઉત્તમ સાર;
પતિ–કૃપાથી પામશુ, શિક્ષણ સહુ સંસાર.

વરઃ– ક્ષમા દયા ને પ્રેમનો, જાપ જપી દિનરાત;
સુંદર સ્નેહે ચાલશું, કરી સત્યનો સાથ.

કન્યાઃ– હૃદય–મંદિરે સર્વદા, ધરી નાથનું ધ્યાન;
મન વચન ને કર્મથી, બનીશ હું નિષ્કામ.

વરઃ– એકબીજાની ન્યૂનતા, પૂર્ણ કરીશું સાથ;
વિકાસક્રમના માર્ગમાં, પતિ–પત્ની સંગાથ.

કન્યાઃ– બે પાંખોથી ઊડશું, વિશ્વ–વ્યોમ મોઝાર;
જન્મેજન્મ મળો મને, આપ પતિ ભરથાર.



# ગૃહિણી ગૃહદેવી.

ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !
ગૃહકુંજે કરે તું કલ્લોલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

દિલની દાતાર તું, સેવા–સરદાર તું,
તારી અંતરની ભાવના અમોલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

પગલે પ્રકાશ તારે, હૈડે ઉલ્લાસ તારે,
તારી વાણીમાં હેતના હિલ્લોળ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

નયને નમાવે રાજ, વચને અપાવે તાજ,
તારી શકિત શોભાવે કળા સોળ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

સમાજ તારનાર, રાષ્ટ્રને ઉદ્ધારનાર,
તું તો માનવી જીવન જય–બોલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

ગૃહકુંજે કરે તું કલ્લોલ હો !
ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

 

# ચૂકશો મા.

ચૂકશો મા, કોઈ ચૂકશો મા,
પ્રભુનામનાં નિશાન કોઈ ગૂકશો મા.

માયા, મમતા ને મોહ, તૃષ્ણા કે લોભની,
જૂઠી દિશામાં કો ઝૂકશો મા–પ્રભુ૦

વિશ્વના પ્રકાશ સમી બ્રહ્મજ્ઞાન–ગોઠડી,
અજ્ઞાન—અંધકારે પૂરશો મા–પ્રભુ૦

પ્રેમ, સમભાવ, જ્ઞાન, ભક્તિ ને નમ્રતા,
એની મૈત્રી સાંધી પછી ખૂટશો મા–પ્રભુ૦

આવ્યાં અજવાળાં જીવનને આંગણે,
દિલનાં ઊઘાડો દ્વાૅર, ઊંઘશો મા–પ્રભુ૦

ઊઠો ! જાગો ! પ્રભુજી પ્રેમથી પુકારે,
જ્ઞાન-ભક્તિ-કર્મ-માર્ગ મૂકશો મા–પ્રભુ૦

પ્રેમી પ્રભુજીને પ્રીછવાને માટે,
કાયદાનાં થોથાંઓ ચૂંથશો મા–પ્રભુ૦

પૂર્વ—દિશાથી પ્રભુજી પધારે એ,
ઊંડા સંદેશ કોઇ ભૂલશો મા–પ્રભુ૦

  



ચિત્રકાર ] [ ગ. નવિશંકર પંડિત.

કૌમુદી મહોત્સવ.

પૃષ્ઠ ૫૪




( ઢાળઃ ઝીણા ઝરમર વરસે મેહ )

મોંઘાં મોંઘાં છે એકતાનાં મૂલ,
સમજ્યા સહુ હિંદીઓ હવે;
સંપ આગળ આ દુનિયા પણ ડૂલ,
સમજ્યા સહુ હિંદીઓ હવે—મોંઘાં.

મદભર્યાં કૌરવ સરિખાં પણ કુળો,
કંકાસે જ કપાયાં રે;
ચઢતી—પડતીનાં સહુ માપોઃ
સંપ—કુસુંપે મપાયાં, હો !
સમજ્યા સહુ હિંદીઓ હવે—મોંઘાં.

કોણ હિંદુ કોણ પારસી મુસલમિન,
કોણ નાનાં કોણ મોટાં રે;
એક જ માતનાં સંતાનો સહુઃ
એક જ દૃષ્ટિએ જોતાં, હો !
સમજ્યા સહુ હિંદીઓ હવે—મોંઘાં.

## એકતાનાં મૂલ.

( ઢાળ· ઝીણા ઝરમર વરસે મેહ )

મોઘાં મોંઘાં છે એકતાનાં મૂલ,
સમજ્યા સહુ હિંદીઓ હવે;
સંપ આગળ આ દુનિયા પણ ડૂલ,
સમજ્યા સહુ હિંદીઓ હવે—મોંઘાં.

મદભર્યાં કૌરવ સરિખાં પણ કુળો,
કંકાસે જ કપાયાં રે;
ચઢતી—પડતીનાં સહુ માપોઃ
સંપ—કુસંપે મપાયાં, હો !
સમજ્યા સહુ હિંદીઓ હવે—મોંઘાં.

કોણ હિંદુ કોણ પારસી મુસલમિન,
કોણ નાનાં કોણ મોટાં રે;
એક જ માતનાં સંતાનો સહુઃ
એક જ દષ્ટિએ જોતાં, હો !
સમજ્યા સહુ હિંદીઓ હવે—મોંઘાં.

સ્થાપ્યાં મંદિરિયાં જ્ઞાનને ઘાટે,
પધરાવી ઐક્યની શક્તિ રે;
ધૂની જગાવી એક જ તાલેઃ
ત્યારે જ આપણી મુક્તિ, હો !
સમજ્યા સહુ હિંદીઓ હવે—મોંઘાં.






સીતા—રામનાં સંતાનઃ
પુણ્ય ભૂમિનાં સંતાનઃ
આવો હો ! રામનામ ઝીલવા.

નીતિ–રાજ્ય–નિપુણતામાં રામ–રાજ્ય શોભતું,
સ્નેહલગ્ન શુદ્ધતામાં રામ–જીવન ઓપતું,

એવાં મોંઘેરાં ગાનઃ
પ્રભુ—ગીતડાં ને તાનઃ
આવો હો ! રામનામ ઝીલવા.

માતૃપ્રેમ– પિતૃપ્રેમ– ભ્રાતૃપ્રેમ દર્શવા,
પતિપ્રેમ– પત્નીપ્રેમ– મિત્રપ્રેમ નિરખવા,

રામ–જીવનમાં માનઃ
લઇ ભારતી સંતાનઃ
આવો હો ! રામનામ ઝીલવા.

પુનિત પગલે ગૃહેગૃહે સીતા સતી પધારે,
પત્નીભક્ત પતિ રામ જીવનમાં ઊતારે,

હિંદ સ્વર્ગને સમાનઃ
રામ — સીતાને ગાનઃ
સહુ ભારતી સંતાનઃ
આવો હો ! રામનામ ઝીલવા.



# સૌંદર્યદેવ.

( ઢાળઃ  વા વાયો ને વાદળ ઊમટયાં )

મારા દિલડાના તાર આજ  જાગંતા,
જાગ્યાં જાગ્યાં પ્રભુનાં નૂર—
આવો આવો સૌંદર્યદેવ રસભીના.

મારી જમણી ભુજા  આજ ફરકંતી,
મારે ટોડલિયે મોર રસપૂર—
આવો આવો સૌંદર્યદેવ રસભીના.

મારે આંગણિયે  કોયલ  ટહુકંતી,
રામ–સીતાના  જીવન–સૂર—
આવો  આવો સૌંદર્યદેવ રસભીના.

મારો  આંબો ઝૂલે  રસમંજરીએ,
ફૂલવાડી ફોરે  ઘેલીતૂર—
આવો  આવો સૌંદર્યદેવ રસભીના.

ગૃહરાજ્ય ઇચ્છો છો,
રાજ્યે રાચશો ક્યારે ?
આશા છો,
આશા થશો ક્યારે !

# પ્રિયતમને પ્રશ્ન.

( ઢાળ: ગઝલ–કવાલી તરીકે ભૈરવી રાગમાં ગવાય છે )

પ્રિયતમ ! પ્રેમી છો પ્રિયના,
જગત–પ્રેમી થશો ક્યારે ?
ઊગારો હસ્ત મુજ ગ્રહીને,
જગત ઉદ્ધારશો ક્યારે ?

સ્વામી ! મમ સાથી સુખદુઃખના,
જગત–સાથી થશો ક્યારે ?
મને સન્માર્ગ દોરો છો,
જગતને દોરશો ક્યારે ?

કવિ વકતા ને સાક્ષર છો,
નિરક્ષર તારશો ક્યારે ?
સદા જ્ઞાની ગણાવો છો,
સુવિદ્યા આપશો ક્યારે ?

વીરોના શૌર્યપૂજક છો,
રણાંગણુ શોભશો ક્યારે ?
કિતાબો ખૂબ ખોલી છે,
દુઃખી દિલ વાંચશો ક્યારે ?

ગૃહે ગૃહરાજ્ય ઇચ્છો છો,
સ્વરાજ્યે રાચશો ક્યારે ?
પ્રિય ! મુજ સર્વ આશા છો,
જગત–આશા થશો ક્યારે !





# બ્રહ્માજીને અરજી.

હે બ્રહ્માજી ! ચિત્રગુપ્તને, ચોપડે મુજ અરજી ચઢી,
એ અરજીમાં મુજ જીવનની આશ અનેરી છે જડી.

જો રજકણમાં કણ થાઉં ખરે,
તો રમણરેતી રસધૂલિ કરે;
પ્રભુ ! ભક્તો મુજ શિર ચરણ ધરે—હે બ્રહ્માજી !

જો પત્થરકોટી પ્રાપ્ત થતી,
તો ગિરિ ગોવર્ધન ધારૂં પતિ;
જેણે ઉજ્જવળ કીધી ઇંદ્રમતી—હે બ્રહ્માજી !

જો પંખીગણ અવતાર ધરૂં,
તો બંસીબટ વ્રજવાસ વરૂં;
નિત કૃષ્ણકૃષ્ણ કલ્લોલ કરૂં—હે બ્રહ્માજી !

જો પશુ થવા કરણી જ દીસે,
બનું ગાવડી ગોકુળ ગામ વિષે;
ચરૂં નંદધેનુના ધણને મિષે—હે બ્રહ્માજી !

મહામૂલો મનુષ્ય-દેહ ઘડે,
તો જન્મભૂમિ ગોકુળિયું જડે;
વ્રજગોવાળણ માતૃત્વ મળે—હે બ્રહ્માજી !





# જલક્રીડા.

( ઢાળ: એક તાલે ગવાય છે. )

રસભરતી ઊછળે દિલદિલમાં,
યમુના–તીર રસ–બલિહારી;
ભાગ્યવંત ઠકરાણી ઘાટે,
ખેલ્યા નટવર ગિરિધારી.

બડભાગી એ વ્રજવનિતાઓ,
જલક્રીડા રસ ઝીલનારી;
ઘડીઘડીમાં બ્રહ્મ—મસ્તીમાં,
પાવન કરતી રસ–વારિ.

લોચનિયાં ઝળકે અણિયાળાં,
નિરખી શ્યામ ધારીધારી;
રોમરોમમાં નૃત્ય જાગતાં,
ઘેલી બનતી વ્રજનારી.

વૃક્ષ, વાયુ, વારિ સહુ નાચે,
રમઝટ જામી રસધારી;
પુણ્યવંત એ જલ જમનાનાં,
પાવન કરતા અવતારી.



## હસતી સુંદરીઓ.

જે ગૃહમાં કલ્લોલ કરે,
આ હસતી સુંદરીઓ;
તે ગૃહમાં પ્રભુ રમણ કરે,
જ્યાં વસતી સુંદરીઓ.

નેહભરી આંખડલી ઠરતી,
અમી-છલોછલ દૃષ્ટિ ફરતી,
હૈયાના હેતે હસમસતીઃ
હસતી સુંદરીઓ—જે ગૃહમાં.

આંગણીએ અજવાળાં ભરતી,
ગૃહેગૃહે દીપમાળા કરતી,
સ્વર્ગ રચી સંસારે વસતીઃ
હસતી સુંદરીઓ—જે ગૃહમાં.

રાષ્ટ્રશક્તિ બની ચેતન વરતી,
ફૂલડાં સમ જગ સુવાસ ભરતી,
દિલદિલમાં દેવી સમ વસતીઃ
હસતી સુંદરીઓ.

જે ગૃહમાં કલ્લોલ કરે,
આ હસતી સુંદરીઓ;
તે ગૃહમાં પ્રભુ રમણ કરે
જ્યાં વસતી સુંદરીઓ.





# હીંચકો.

( ઢાળ- સીતારામનાં સંતાન. )

અમર હીંચકો સુહાય,
સુખદ શાંતિ વરાય:
ઝૂલે રસિકો હીંચકે.

વિવિધરંગી ફૂલવેલો મે'ક મે'ક મે'કતી,
મંદ મંદ સમીરસેર લે'ક લે'ક લેક'તી;

અમર અંતર પોષાય,
અજબ આનંદ રેલાય:
ઝૂલે રસિકો હીંચકે.

વીસરી જંજાળ આજ જગતની આ હીંચકે,
જાગે ઉજ્જ્વાલ અખંડ શાંતિભરી હીંચકે;

સકલ ચિંતા વીસરાય,
કલેશ કામ ક્રોધ જાય:
ઝૂલે રસિકો હીંચકે.

રાષ્ટ્રશક્તિ બની ચેતન વરતી,
ફૂલડાં સમ જગ સુવાસ ભરતી,
દિલદિલમાં દેવી સમ વસતીઃ
હસતી સુંદરીઓ.

જે ગૃહમાં કલ્લોલ કરે,
આ હસતી સુંદરીઓ;
તે ગૃહમાં પ્રભુ રમણ કરે
જ્યાં વસતી સુંદરીઓ.





# નાથનાં દર્શન.

(ઢાળઃ શીખ સાસુજી દે છે રે કે વહુજી રહો ઢંગે)

પ્રભુ—ભક્તિને વશ થઇને
પધાર્યા પ્રેમ ધરી,
રામ—લક્ષ્મણ—દર્શનથી,
સાચું હું સત્ય વરી.

નાથ યુગયુગ વીત્યા રે,
ન દર્શન દીધાં ફરી,
એવાં પાપ શાં કીધાં રે,
અમે નહિ યાદ જરી ?

પુણ્ય ભૂમિ આ ભારત રે,
સદા તમ નામે તરી,
નિત્ય જીવન જીવે એ,
મુખે રામરામ સ્મરી.

રામ—રાજ્યની ઝાંખીની,
જગતમાં આશા ભરી,

સૃષ્ટિ પર સ્વર્ગ રચે નિત્ય અમર હીંચકો,
સર્વસુખ હેલી મચે ઝૂલે જ્યાં હીંચકો;

રાગ—રાગિણી ઊભરાય,
મીઠી વનશ્રી જય ગાયઃ
ઝૂલે રસિકા હીંચકે.

અમર હીંચકો સુહાય,
સુખદ શાંતિ વરાયઃ
ઝૂલે રસિકા હીંચકે.





# નાથનાં દર્શન.

(ઢાળઃ શીખ સાસુજી દે છે રે કે વહુજી રહો ઢંગે)

પ્રભુ-ભક્તિને વશ થઇને
પધાર્યા પ્રેમ ધરી,
રામ—લક્ષ્મણ—દર્શનથી,
સાચું હું સત્ય વરી.

નાથ યુગયુગ વીત્યા રે,
ન દર્શન દીધાં ફરી,
એવાં પાપ શાં કીધાં રે,
અમે નહિ યાદ જરી ?

પુણ્ય ભૂમિ આ ભારત રે,
સદા તમ નામે તરી,
નિત્ય જીવન જીવે એ,
સુખે રામરામ સ્મરી.

રામ-રાજ્યની ઝાંખીની,
જગતમાં આશા ભરી,
આવો નાથ પધારો રે,
જીવનમાં જ્યોતિ કરી.

અમે ભૂલ્યાં અમારું રે,
　　　　થાક્યાં હવે ફરતાં હરિ,
હવે એક જ આશા રે,
　　　　ઊગારે રામ ફરી.



# ગૃહિણીનું સ્વપ્નું

( ઢાળ: આજ સ્વપ્નમાં મેં તો પારસ પીપળો દીઠો રે )

આજ સ્વપ્નામાં મેં તો સાતે સાયર દીઠા જી રે,
સમદરિયાની લે'રૂં રે એ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો જદુપતિને જોયા જી રે,
લખમણજીનાં રૂપ એ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો ગંગા ગોદાવરી દીઠી જી રે,
જમનાજીનાં નીર એ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો મો'રતો આંબો દીઠો જી રે,
કોયલના ટહુકાર એ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો ડેલીએ હાથરા દીઠા જી રે,
રામરાજનાં રાજ એ તો મારા સ્વપ્નામાં રે.

સાતે ય સાયર એ તો અમારા સસરા જી રે,
સમદરિયાની લે'રૂં એ તો મારાં સાસુ જી રે.

જદુપતિનાં તેજ એ તો મારા જેઠ જી રે,
લખમણજીનાં રૂપ એ તો મારા દિયર જી રે.